

હૈ. સ્વામી શ્યામાનન્દજી કેશવાનન્દજી

મુ૦ સકેતમઢી.

જન્મ સંવત ૧૮૬૫. અવસાન સંવત ૧૯૬૨.

અમદાવાદની ઉદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિના
જોબનવન્તા કવિ

# સ્વ૦ બુલાખીરામ ચકુભાઇ દવે

ના

## જીવનની રૂપરેખા.

લેખક —
શંકરલાલ જગજીવન જાની.
સારંગપુર, રણછોડજીની પોળ, અમદાવાદ.

પ્રકાશકઃ—
હિરાલાલ બાપાલાલ મ્હેતા.
ડોશીવાડાની પોળ, કાળુપુર, અમદાવાદ.
તથા
૩૧૧, શ્રૉફ બજાર આગેનો માળો, મુંબાઈ.

जयन्ति ते सुकृतिनो रससिद्धा कवीश्वरा. ।
नास्ति येषां यशः काये जरा मरणजं भयम् ॥

સંવત્ ૧૯૮૦.    પ્રત ૧૫૦૦.    સન ૧૯૨૪.

મૂલ્ય રૂ ૦—૬—૦.

# અર્પણ પત્રિકા.



પરમ પૂજ્ય પિતાજી !

કેળવણી એજ આપનુ જીવન ધ્યેય હતુ, અને તે દ્વારાજ આપે
જીવન સ્વાતન્ત્ર્ય સાધ્યુ હતુ સાહિત્ય અને કવિતા પ્રત્યે આપને
અત્યન્ત મમતા હતી. ત્હેમા યે આપને આપના સ્નેહી તેમજ
સગા કવિ બુલાખીરામની કવિતા પ્રત્યે તો અતિશય
માન હતું; અને ત્હેમની કાવ્ય પ્રગતિના આપ અતિ
ઉત્સુક હતા. મ્હારા ન્હાનપણથી જ આપે મ્હારામા
જીવન રસ રેડયો હતો, અને એ સદ્દગત્ કવિ
પ્રત્યે આપેજ મ્હારામા ભક્તિ ભાવ ઉત્પન્ન
કર્યો હતો. એજ ભક્તિ ભાવથી
આપના પ્રિય કવિની આ ન્હાનકડી
જીવનરેખા આજે આપને જ
સમર્પણ કરુ છુ. આશા છે
કે આપના તેમજ એ
સદ્દગત્ કવિના અમર
આત્માને મ્હારી
આ શ્રદ્ધાજલી
પ્હોચશે.



લી.
આપનો જીવનભરનો ઋણી,
હિરાલાલ બાપાલાલ મ્હેતા.



# નિવેદન.

આજે અનાયાસ મ્હારા પિતાના સગા તેમજ સ્નેહી સ્વ. કવિ ખુ-લાખીરામ ચકુભાઇ દવેના જીવનની રુપરેખાનો આ સુન્દર નિબન્ધ ગૂજર પ્રજા સમક્ષ મૂકવાનુ સુભાગ્ય મ્હને પ્રાપ્ત થયુ છે. એ સ્વ. કવિના કુટુમ્બ સાથે મ્હારા કુટુમ્બને પિતા તેમજ માતા પક્ષે અનેક સમ્બન્ધો છે. મ્હારા પૂજ્ય પિતાશ્રી અને ત્હેમનો જન્મ એકજ વર્ષમા એટલે સંવત્ ૧૯૦૮ ની સાલમા થયો હતો; માટે તે બન્ને સમવયસ્ક અને સમકાલીન હતા. પરસ્પર નિકટ સમ્બન્ધને લીધે તે બન્ને એક બીજાના પરિચયમા વિશેષ આવતા હતા, તેથી ત્હેમની વચ્ચે સ્નેહ જન્મ્યો હતો. ઉભયની કેળવણી અને જીવન ધ્યેય ભિન્ન હોવા છતા એક બીજાની શક્તિ માટે ત્હેમને માન હતું.

મ્હારા પિતાશ્રીનુ જીવન ધ્યેય કેળવણી હતુ. તેથી જીવનની અનેક મુશીબતોમાથી પાર ઉતરીને તેમણે ધી અમ્બિકા હાઇસ્કુલ નામની પોતાની સ્વતન્ત્ર અગ્રેજી નિશાળ સ્થાપી હતી; અને ત્હેની પાછળ જીવન સર્વસ્વ સમર્પ્યું હતુ આ નિશાળમા ઉદીચ્યોનુ તત્વ વિશેષ જળવાય અને સમગ્ર જ્ઞાતિને ત્હેનો લાભ મળે ત્હેવો ત્હેમનો દૃઢાગ્રહ હતો. મ્હારા વડીલ બન્ધુ ગ અમાલાલે સ્થાપેલા શ્રી ઉદીચ્ય મિત્ર મંડળને પણ શરુઆતમા આ નિશાળમાજ આશ્રય મળ્યો હતો.

નિશાળ અને જીવનના બીજા અનેક વ્યવસાયો હોવા છતા પણ મ્હારા પિતાશ્રીને સાહિત્ય પ્રત્યે અનુરાગ હતો પ્રાચીન સાહિત્યના તે કેટલેક અશે અભ્યાસી હતા, અને સાહિત્ય વિષયક ઘણી પ્રવૃત્તિઓમા ભાગ લેતા હતા. કવિતા પ્રત્યે ત્હેમને ઘણો અનુરાગ હતો, અને ત્હેમા યે તે પોતાના સ્નેહી કવિ ખુશાખીરામની કવિતાના તો ઘણા આગ્રહી હતા. ખુલાખીરામના અવસાન પછી મ્હારા પિતાશ્રી સત્તરેક વર્ષ જીવ્યા હતા. તે દરમ્યાન પોતાના એ પ્રિય કવિની પિછાન ગૂજરાતને થાય તે જોવાને તે ઉત્સુક હતા, પરન્તુ નિશાળ તેમજ જીવન વ્યવસાયની અનેક ઉપાધિને લીધે ત્હેમનાથી તે કાર્ય થઇ શક્યુ નહી, અને સવત્ ૧૯૫૯ ની સાલમાં તે દેવલોક પામ્યા. અમને ત્હેમણે વારસામા જે કાંઇ આપ્યુ છે ત્હેમાં

પોતાના એ પ્રિય કવિ પ્રત્યેની ભક્તિ પણ આપી છે, અને એ કવિ ઋણ ટાળવાની ફરજ અમને સોપી છે.

અમારા ભિન્ન ભિન્ન વ્યવસાયને લીધે તે વાત અમને છેકજ વિસારે પડી હતી. દરમ્યાન "ઔદીચ્ય"ના બીજા વર્ષના માગશર માસના અકમા એ સ્વ કવિના જીવનની રુપરેષા વિષે લખાયલા નિબન્ધની નોધ વાચીને મ્હારી વૃત્તિ જાગૃત થઈ, અને તે વિષે માહિતી મેળવવા તત્પર થયો. કાર્ય પ્રસગે અમદાવાદ આવવુ થવાથી ત્હેના લેખક ભાઇ શકરલાલને મળ્યો અને તે વિષે સમ્પૂર્ણ માહિતી મેળવી. તે પ્હેલા તો આ સુન્દર નિબન્ધ છપાવવાની બધી પ્રવૃત્તિ અમદાવાદની ગ્નાતિના એક આગેવાન રા વિદ્યારામ દલસુખરામ જાનીએ ઉપાડી લીધી હતી. કવિ બુલાખીરામ મોસાળ પક્ષે રા. વિદ્યારામના ભાઈ થાય તેથી એ બન્ધુ ઋણ ટાળવાનો પ્રયત્ન ત્હેમણે આદર્યો હતો. પરન્તુ મ્હારા સદ્ગત્ પિતાશ્રીને આ કાર્ય દ્વારા શ્રદ્ધાજલી અર્પવાની મ્હારી ઇચ્છા જણાતા ત્હેમણે પોતાની પ્રવૃત્તિ મૂકી દઈને ઉદારતાથી મ્હને તેમ કરવાની છૂટ આપી છે તે માટે હુ ત્હેમનો આભારી છુ.

આ નિબન્ધ ગ. ભાઇ શકરલાલે "ઔદીચ્ય" પત્ર માટે લખ્યો હતો; પરન્તુ ધાર્યા કરતા તે વધારે મ્હોટો થવાથી ત્હેમા તે છપાઇ શક્યો નથી, તેથી આ જૂદા પુસ્તક રુપે તે પ્રકટ કરવામા આવ્યો છે. 'ઔદીચ્ય'ને પ્રથમ વર્ષમા ભારે ખોટ ગઈ હોવાથી આ નિબન્ધનુ જે કાંઈ ઉત્પન્ન થશે તે ત્હેને અગે જશે. માટે સાહિત્ય અને ગ્નાતિ પ્રેમી સજ્જનોને એટલીજ વિનતિ છે કે તેઓ આ પુસ્તકના સારી સખ્યામા ગ્રાહકો થાય, અને પોતાના એ સદ્ગત્ કવિ પ્રત્યે ભક્તિ ભાવ દર્શાવી "ઔદીચ્ય" પત્રને યથાશક્તિ મદદ કરે

તા. ૪-૨-૧૯૨૪
આગ્રેનો માળો
૩૧૧, શ્રૉફ બજાર, મુંબાઇ

હિરાલાલ બાપાલાલ મ્હેતા.



# પ્રસ્તાવના.

---

આજથી છ એક વર્ષ ઉપર 'કાવ્ય-કૌસ્તુભ ભાગ બીજો' નામક કવિતાનુ પુસ્તક પ્રથમજ મ્હારા વાચવામા આવ્યુ. ત્હેમાના કાવ્ય પ્રવાહે મ્હારા મન ઉપર ઉંડી છાપ પાડી, અને મ્હને જણાયુ કે ત્હેના લેખક કવિ બુલાખીરામ ચકુભાઇ દવે મ્હારી જ્ઞાતિના ગૃહસ્થ હતા. તેજ સમયમા રા. રામપ્રસાદ નથ્થુભાઈ વ્યાસે 'ઉદીચ્ય હિતેચ્છુ' પત્રમા ત્હેમના વિષે કાંઇક ઉલ્લેખ કર્યો, અને ત્હેમના સમગ્ર જીવનની માગણી કરી. તે પછી આશરે બે એક વર્ષે રા. કવિ ન્હાનાલાલ દલપતરામનું 'કેટલાક કાવ્યો ભાગ પ્હેલો' નામક પુસ્તક મ્હારા વાચવામા આવ્યુ. ત્હેમા ત્હેમણે એક ચિત્ર કાવ્ય કવિ બુલાખીરામની કેટલીક કડીઓ ઉપરથી લખાયું છે, એમ ટીકામા લખ્યુ છે, તેથી ફરીને હું 'કાવ્ય-કૌસ્તુભ' વાચવાને લલચાયો. મ્હને ત્હેમા વધારે રસ પડયો; અને એ કવિરત્નના કાવ્યો તથા જીવન વિષે તપાસ કરીને એક નિબન્ધ લખવાના મ્હારે મન મનોરથ થયા. ત્યહારથી વડોદરા રાજ્ય તેમજ આહીના કેટલાક ગૃહસ્થોને કવિના જીવન પ્રસગો વિષે માહિતી મેળવવાને મળવા લાગ્યો; પરન્તુ કોઇ તરફથી સમ્પૂર્ણ માહિતી મળી શકી નહી. છેવટે 'ઔદીચ્ય'ના તન્ત્રી મ્હારા મિત્ર ભાઇ ઇશ્વરલાલ કાળીદાસ વ્યાસની આગ્રહ ભરી સૂચનાથી આટલા વર્ષે આછો પાતળો પ્રયત્ન કરવા માડયો; અને બે ચાર પાનાને બદલે આટલી લબાઇએ પ્હોચેલો આ નિબન્ધ એ પ્રયત્નનુ પરિણામ છે.

મિત્રોની ઇચ્છાથી તે 'શ્રી ઉદીચ્ય આદર્શ મડળ'ના આશ્રય નીચે સંવત્ ૧૯૭૫ ના આસો વદી ૧૦ ને રવિવારના દિવસે એટલે કવિની જન્મ તિથિના દિવસે દોલતખાનામા ઉદીચ્ય જ્ઞાતિની વાડીમાં કવિતા દેહે કવિના ન્હાના ભાઇ કવિશ્રી ન્હાનાલાલ દલપતરામના વિદ્વાન પ્રમુખપણા નીચે વાચ્યો હતો. એ વિદ્વાન પ્રમુખ સાહેબે અને તે પ્રસંગે મળેલા કવિના

વિદ્વાન મિત્ર વર્ગે મ્હારી ત્રૂટિઓ પૂરી, તેથી આ કવિજીવન ગૂર્જર પ્રજાને ચરણે ધરવાની મ્હને ઉર્મિ ઉઠી, અને મિત્રોએ પ્રોત્સાહન આપ્યુ

બુલાખીરામ, ઋષિરાજ, મહાસુખરામ કે નથ્થુરામ સુંદરજી શુકલ એ અમારી ઉદીચ્ય જ્ઞાતિના આછા ભંડારના કવિ રત્નો છે. ત્હેમાંથી બુલાખીરામ જેવા ચોપાસ પ્હેલ પાડેલા હિરા સમા કવિરત્નની જીવન ઝાંખી ગૂર્જર પ્રજાને કરાવવાની સહાય્ય રા હિરાલાલ બાપાલાલ મ્હેતાએ કરી છે, અને પોતાના સદ્દગત્ પિતાનુ એ કવિ આત્મા પ્રત્યેનુ બન્ધુ ઋણ ફેડીને કૃતાર્થ થયા છે. આશા છે કે ઉદીચ્ય કોમ અને સમગ્ર ગૂજ-રાત વિસારે પડેલા પોતાના આ જોબનવન્તા કવિની જીવન જ્યોતિ જોશે, જીરવશે અને નવિન કવિજીવન જન્માવી આ આછી પાતળી કૃતિને સહી લેશે.

તા. ૯-૧-૧૯૨૪ બુધવાર.
સારંગપુર રણછોડજીની પોળ,
અમદાવાદ.

શંકરલાલ જગજીવન જાની.



ગૂર્જરી નર ને નાર ! નિહાળો કવિ આકૃતિ,
ભાષા સાહિત્યમા શોભે, અનેરી એમની કૃતિ



સ્વ. કવિ બુલાખીરામ ચકુભાઈ દવે.

જન્મ સંવત્ ૧૯૦૮. અવસાન સંવત્ ૧૯૪૨.

# સ્વ. કવિ બુલાખીરામ ચકુભાઈ.



અઢારમી સદીના પ્રારંભ કાળ સુધી જ્યારે ગરવી ગૂજરાતના નિર્જન સાહિત્ય ક્ષેત્રમા એકે અમી ઝરણુ ન્હોતું, અને મધ્યે નિરવ શાન્તતા પ્રસરી હતી, ત્હેને સમયે ગૂજરાતના એ વણખેડ્યા સાહિત્ય ક્ષેત્રની લીલમલીલી વાડીઓ બહલાવનાર તો એ એકજ ટેકીલો કવિ પ્રેમાનન્દ. આજે ગૂજરાત એ વ્રતધારી કવિશ્વરનુ અનેકાનેક રીતે ઋણી છે. ત્હેવીજ રીતે ગૂજરાત અને સમગ્ર ઉદીચ્ય કોમ અને ત્હેમા યે અમદાવાદની ઉદીચ્ય જ્ઞાતિ એક એવી વ્યક્તિના અલ્પાંશે અને અધિકાંશે એટલા તો ઋણી છે કે જે ઋણુ ફેડવાને કોઇએ કાળજી કર્યું નથી.

પ્રજાજીવનનો પલટો થતો હતો. ઓગણીસમી સદીના ઉષઃકાળના રક્તવર્ણા કિરણો કોઈ કોઈ સ્થળે ઝાંખા પડતા હતા. ત્હેવે સમયે ઉદીચ્ય જ્ઞાતિમા તો અજ્ઞાનનો ઘોર અન્ધકાર હતો, રુઢિના બન્ધનો અતિશય જકડાયલા હતા, અને જ્ઞાતિજીવન કે પ્રજાજીવના સઘટન વિષે કોઇને જરા યે ખ્યાલ ન્હોતો. ત્હેવા વિકટ સમયે અન્ધારેથી અજવાળુ શોધનાર, પ્રજાજીવનનો પારખનાર, જ્ઞાતિજીવનમા રસ રેડનાર તથા સ્વદેશ અને સાહિત્યનો પૂજારી અમદાવાદની ઉદીચ્ય જ્ઞાતિને ખોળે જન્મ્યો. પ્રભાતના શુક્રની પેઠે એ ઉષઃકાળની સન્ધિમા ત્હેણે યે યથાશક્તિ પ્રકાશ પાડ્યો, અને ભર યૌવનમા અસ્ત થયો. એ તો કોઇ નહી પણ "સીતા સમાણી સતિ કો ન શાણી" ના લેખક સ્વ કવિ **બુલાખીરામ ચકુભાઈ.**

આજે ગૂજરાત ત્હેમને પોતાના કવિ તરીકે પીછાને કે ન પીછાને, પણ એ તો એમના જમાનાના કવિજ હતા. ગૂજરાતી વાચનમાળાએ ત્હેમની કદર કરીછે. એટલે તેટલુ તો ગૂજરાતી સાહિત્યમાં આજે યે ત્હેમનુ સ્થાન છેજ; અને વાચનમાળાના આયુષ્ય જેટલુ ત્હેમની કવિતાનુ યે આયુષ્ય સિદ્ધ થઇ ચૂકયુ છે. ગૂજરાત કદાચ ભલે ત્હેમને

ભુલી શકે, પણ ઉદીચ્ય કોમને, અરે ! અમદાવાદની ઉદીચ્ય જ્ઞાતિને ત્હેમને વિસારવા નહી પાલવે. આજે જ્ઞાતિજીવનની ભાવના, રુઢિના જકડિત બન્ધનોની શિથિલતા, 'ઉદીચ્ય હિતેચ્છુ સભા' અને ત્હેની શિષ્યવૃત્તિઓ, 'ઉદીચ્ય હિતેચ્છુ' અને તે પછીના જૂદા જૂદા જ્ઞાતિ પત્રોની પ્રગતિ, અખિલ ભારતવર્ષીય ઉદીચ્ય બ્રહ્મ સમાજના અસ્તિત્વ અને વિકાસ, જ્ઞાતિજનોની જ્ઞાન પિપાસા અને સાહિત્ય પ્રત્યેની અભિરુચી વિગેરે જે કાંઈ પ્રગતિ જણાય છે તે બહુ એજ સ્વ. કવિની પ્રેરણાના પરિણામ છે.

આજે ઉદીચ્ય જ્ઞાતિના એ જમાનાના લાડીલા કવિની સ્મરણ તિથિ છે. ઘણાએ વર્ષોના અન્ધારા અજવાળા પછી આજે આપણે એ કવિજીવનની ચર્ચાનુ શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરી ત્હેમના અમર આત્માને શ્રદ્ધાજલિ અર્પીએ છીએ, અને એટલો યે એ ઋષિ ઋણ ટાળવાનો પ્રયત્ન છે. પ્રભુ ! આપણી શ્રદ્ધાના સ્મરણો ત્હેમના આત્માને પ્હોચાડો! આપણા જમાના પ્હેલાની એમની વાતોનો આપણને ખ્યાલ પણ ક્યાંથી હોય ? આ તો ત્હેમના સમવયસ્ક અને સમકાલીન મિત્રો અને સમ્બન્ધીઓ તથા ત્હેમની કવિતાના ભક્તો દ્વારા મળેલી હકીકતોનુ યથા શક્તિ મતિ પુનરાવર્તનજ છે.

અડગ અને અજય, એ વ્રતધારી કવિશ્વર પ્રેમાનન્દે ગૂર્જરી ગિરાની ગૌરવવન્તી દહેરીએ સૂવર્ણ કળશ ચ્હડાવ્યો, અને માહી કવિતા દેવીની માધુર્યમયી અભિવર્ષણ મૂર્તિ પધરાવી, ત્હેને અમોલા અને અનોખા નૈવેધ ધરાવ્યા કોઇક ભક્તકવિએ ત્હેના ભક્તિગાન ગાયા, તો કોઇક શૃંગારી રસિક કવિએ ત્હેને શૃંગાર પણ સજાવ્યો આપણા આ કવિએ પણ એ કવિતા દેવીના કંઠે **पत्र पुष्प फल तोय** યથાશક્તિ કૌસ્તુભમાળા પ્હેરાવી, પણ નૈવેધ ધરાવવા કે આરતિ ઉતારવા તે ન રૂહ્યા એમના કાવ્યો ઘણા ભાગે મર્મવેધક, સુબોધક અને જનતાના ઉત્કર્ષ અર્થે લખાયા છે એમના કોઈકૂ કાવ્યમા વિપ્રલભ શૃંગારની પરીવેદના યે દીસી આવેછે, અને સંયોગી શૃંગારની ઋતુનો આસ્વાદ પણ ત્હેમણે ચાખ્યો હોય તેમ જણાય છે ગુરુની છાયારુપ એ પાણીદાર કાવ્ય કૌસ્તુભના ચળકાટ અને કેટલો ? અથવા એ કાવ્ય પ્રવાહ એમના ઉત્તર જીવનમા કયી શીલસુરીયે પાગરત ? આ અને આવા એમના સમગ્ર કવિ જીવનના પ્રશ્નોની આલોચના કરવાનો આ સમય નથી અને તેટલી શક્તિ યે નથી. અત્હારે તો એ જ્ઞાતિરત્નના કેટલાક પ્રયત્નોનુ નિરુપણજ થઇ શકે તેમ છે.

જે જમાનાના સયોગોમા જ્ઞાતિપ્રેમી ભાવાભક્ત ગુલાબીરામ જન્મ્યા, જમાનામા અને તેજ સયોગોમા ત્હેમના સમકાલીન અને સહકારી મહાસુખરામ અને સદ્દગત મ્હેતા પ્રાણગોવિન્દ રાજારામનો જન્મ થયો . એ નજીકના ભૂતકાળમા દૃષ્ટિ ફેરીએ તો જણાય છે કે તે સમયે તે અનેક પ્રકારે રૂઢિના બન્ધનોમા જકડાયેલી હતી, અને વર્ષો થયા તેજનો અજ્ઞાનના અન્ધકારમા ડૂબતા આવ્યા હતા. સર્વત્ર જ્યહા ાાન અને વ્હેમનુ સામ્રાજ્ય હોય ત્યહા ઉન્નતિની આશા શી ? આવા મ સમયે આપણા કવિને ઉચ્ચ સ્વપ્ન થયા; અને ત્હેમણે તથા મિત્ર- ળે સ્વોન્નતિ અને જ્ઞાત્યુન્નતિની ઘોષણા કરી.

આપણા આ કવિનો જન્મ સંવત્ ૧૯૦૮ ની સાલમા આસો વદી દશમને મે અમદાવાદમા સારંગપુર તળીયાની પોળમા તે સમયે જ્ઞાતિમા ન ઉપનામથી પ્રસિદ્ધ ગ ભવાનીશંકરને ત્યહા ત્હેમના મોસાળના મા થયો હતો ત્હેમના પિતા રા. ચકુભાઇ મંગળજી આહીના પ્રખ્યાત કુટુમ્બના સદ્દગૃહસ્થ હતા ત્હેમને પોતાના કુટુમ્બનો પરંપરાથી લતો આવેલો યજમાન વૃત્તિનો ધંધો પસન્દ ન પડવાથી તે જાણીતા ાાજસુધારક અને અમદાવાદ પ્રાર્થના સમાજના પ્રાણ તથા અત્યહારના ક્ષર શ્રીયુત્ નરસિંહરાવના પિતા અને ભક્ત કવિ સ્વ. ભોળાનાથ સારા- ઇને ત્યહા ગુમાસ્તી કરતા હતા આ સમયે અમદાવાદના નાગર ગૃહસ્થની તિ, અધિકાર, સમૃદ્ધિ અને વિદ્યામા આગળ પડતી ગણાતી હતી, એટલે ાપણા કવિના પિતાને ભોળાનાથભાઇની નોકરીને લીધે તે જ્ઞાતિના ણુા સમ્ભાવિત્ ગૃહસ્થોના સમાગમમા આવવાનો પ્રસંગ મળ્યો હતો; ને ત્હેમાના કેટલાકની તો ત્હેમના ઉપર કૃપા પણ ઉતરી હતી. આ ળખાણનો લાભ કેટલેક અંશે પાછળથી આપણા કવિને પણ કચ્છ ભૂજના ાનશ્રી મોતીલાલ લાલભાઈ અને વડોદરા રાજ્યના રેસીડેન્ટના અંગત્ દનીશ રા બ. લાલજીભાઇ પુરુષોત્તમરાય ધ્રૂવ તથા તેજ રાજ્યના વસારી પ્રાન્તના સુબા રા. ત્ર્યબકરાય વ્રજરાય દ્વારા મળ્યો હોય એમ ણાય છે. કવિના પિતાને માડવીની પોળમા દેવની શેરીમા પોતાના સાળનુ ઘર મળ્યુ હતુ, તેથી તે સહકુટુમ્બ ત્યહા રહેતા હતા, અને ત્હારે પણ આપણા કવિની પુત્રીઓ ત્યહાજ રહે છે ત્હેમના પિતા ત્હેમને ાશરે પાંચેક વર્ષના બાળક મૂકીને સ્વર્ગવાસી થયા હતા,

એટલે ત્હેમના ઉછેરનો બધો ભાર ત્હેમની માતા રૂક્મણીને શિરે પડયો હતો. ત્હોયે કવિનું એટલું સદ્‌ભાગ્ય હતુ કે તે 'રાડી પુત્ર શાહજાદા' ન્હોતા થયા.

કવિનો વિદ્યાભ્યાસ સાતેક વર્ષની ઉમ્મરે ધૂડી નિશાળેથી શરુ થયો હતો ત્ય્હા બેએક વર્ષ ગાળ્યા પછી ત્હેમને સરકારી નિશાળે મૂકવામા આવ્યા હતા. આહી ત્હેમણે ગૂજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો, અને તે પછી ત્હેમને સરકારી મીશન હાઇસ્કુલમા અંગ્રેજી શિખવાને મૂકવામા આવ્યા હતા ત્ય્હા ત્હેમણે માત્ર ત્રણજ ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. તે દરમ્યાન ત્હેમને પ્રથમ આપણી જ્ઞાતિના વયોવૃદ્ધ અને ત્હેમના સહાધ્યાયી શ્રીયુત્ બુલાખીદાસ નારાયણજી દવે તથા રા ગણપતરામ હરગોવિન્દ અધ્યારુ સાથે સ્નેહ થયો હતો આ બાળ સહાધ્યાયીઓનો સ્નેહ દિન પ્રતિ દિન વધતો ગયો, અને તે એટલી ગાઢ મૈત્રિમા પરિણમ્યો કે તે પાછળથી બુલાખીરામના ગૃહસ્થ અને કવિ જીવનના વિકાસ અર્થે અતિ ફળદાયી નિવડયો. આજ સમયમા ત્હેમને ચિત્રકળા અને કુદરતની ચમત્કૃતિ નિહાળવાનો પણ વ્યાસગ લાગ્યો હતો, અને ત્હેમા તે એટલા બધા નલ્લીન રહેતા કે શાળામા પણ અભ્યાસના વખત દરમ્યાન ચાલતા પાઠ ઉપર ધ્યાન ન આપતા કળાવલ મોર, પ્હાડ, નદિ, વડવૃક્ષ વિગેરે વિવિધ ચિત્રો સુન્દર રીતે દોરતા અને ત્હેમા ચારે બાજૂથી વાચતા જેનો એકજ અર્થ થાય ત્હેવા જોડકણા દોહરા, ચોપાઇ, સોરઠા અને હરિગીત આદિ છન્દમા લખતા હતા. ત્હેમની કાવ્ય કળાના ઓજસ્મા આ બાળ ચિત્રકળા તો લપ્પાઇજ ગઇ છે, પરન્તુ તે પ્રત્યે ત્હેમની મમતાના સાક્ષીરુપ 'સ્વસ્તિક પ્રબધ', 'ચોકી પ્રબંધ', 'નાગ પ્રબધ' આદિ કેટલાક સુન્દર ચિત્રક જોડકણાં ન્હાનપણનો ત્હેમનો શેખ વ્યક્ત કરતા હોય તેમ કાવ્યકૌસ્તુભની પ્રથમ માળામા અવાન્તરે શોભે છે.

સ્વ બુલાખીરામ ગૂજરાતને આગણે કવિ થવાને જન્મ્યા હતા એ તો આજ સહુ કોઇ જાણે છે, પરન્તુ ત્હેમના બાળખેલના અનુભવીઓ કહે છે કે કવિ કવિતાનાજ નહી પણ બાજીગરીના યે ઉસ્તાદ હતા કોઇ બાજીગરે ત્હેમને હાથ ચલાકીના ખેલોની ગમ્મતમા ઉતાર્યા, અને એ કુદરતનુ બાળક ધીમે ધીમે કાવ્ય છૂનની મસ્તીમાથી બાજીગરીની મસ્તીમા મ્હાલવા લાગ્યુ. આ વિદ્યાર્થી બાજીગર પોતાના મિત્રો અને સમ્બન્ધીઓ

સમક્ષ હાથ ચાલાકીના પણ ખેલો કરતા અને ગમ્મત ઉડાવતા. ત્હેમના મગજમા છેક એકવીસ વર્ષની ઉમ્મર સૂધી એવી યે ધૂન રહી કે તે કોઇ પણ બીજો ધંધો ન કરતા કૂશળ બાજીગરજ થાય; પરન્તુ ત્હેમનાં બીજીવારના લગ્ન પ્રસંગે આશપાસના સગા સ્નેહીઓમા ત્હેમની આ ધૂન માટે નિન્દા થતી હોવાથી ત્હેમણે એ ટેવ સદાને માટે છોડી.

પુત્રના લક્ષણ પારણામાથી જણાય એ રીતે આપણા કવિના કવિત્વની ઝાખી પણ ત્હેમના ન્હાનપણથીજ થતી હતી પોળમા પાડોશી ડોશીમા નવરા થઇ રાત્રે નિરાતે કાંઈ કાંઇ ઉખાણા બોલતા, અને આનન્દ કરતા. ત્હેના પ્રત્યુત્તરરુપે આ બાળ કવિ પણ સચોટ અને અર્થ ભર્યા જોડકણા બોલી દેતા આવા જોડકણા ઘણીવાર તો સાહજિકજ ત્હેમના મુખમાથી નીકળી પડતા, અને કેટલીકવાર તે માટે ત્હેમને પ્રયત્ન પણ કરવા પડતા. આવી રીતે ત્હેમની કવિત્વ શક્તિ કસાવા લાગી, અને ધીમે ધીમે બોધક અને રસિક કાવ્યો લખવા જેટલી તે પાગરી. ન્હાનપણના આવા જોડકણાના ભણકારણા ત્હેમને મ્હોટી ઉમ્મરે પણ રૂચ્યા હતા, અને ત્હેનાજ પરિણામે ત્હેમણે 'કથન બોધબત્રીશી'ના શિર્ષક નીચે 'ગણેશ તુ પરમેશ,' 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ,' 'નામ તેહનો નાશ,' તથા 'પ્રમદા બુદ્ધિ પાનીએ' વિગેરે પ્રચલિત કહેવતો ઉપર દોહરા, ચોપઈ આદિ સાદા છન્દોમા બોધક અને અર્થ ચમત્કૃતિવાળા કાવ્યો લખ્યા છે. ત્હેમાંના કેટલાકમા તો વ્યજનાર્થ અને શ્લેષ ર્થ તેમજ પાદપૂર્તિના સુન્દર પ્રયત્ન જણાય છે; અને કેટલાકમા તો શમસ્યાપૂર્તિ ઘણી છટાથી વર્ણવી છે. આ વિષે ટીકા લખતાં કવિએ પોતેજ લખ્યુ છે કે —" આપણામા ચાલતી મનોરજક કહેવતોનો અસખ્ય સમૂહ આપણા હિતેચ્છુ ગુર્જર વડીલોની બક્ષિસનો ભડાર છે—હુ ધારૂ છુ કે આવા અને આટલા બધા દરેક વ્યવહારિક કાર્યને અનુસરતા આ કહેવતરૂપી ટૂકા પણ વિશાળ અર્થ-બોધથી ભરેલા ગર્ભિત સુત્રો બીજી કોઇ પણ ભાષાઓમાથી ક્વચિતજ મળી આવશે. આ સુત્રો આપણી ગુર્જર ભાષાનુ એક સરસ સાહિત્ય ભૂષણ છે " આ ઉપરથી જણાય છે કે આપણી ગૂર્જર ગિરા આવી અનેક કહેવતોથી સમૃદ્ધ છે, અને ત્હેમના પ્રત્યે આપણા કવિનો યે પક્ષ-પાત હતો. ત્હેમણે ત્હેમને પ્રજાજીવનના પાયા તરીકે સ્વીકારી છે, અને એ મણિ કટકાઓને વિવિધ રીતે પ્હેલ પાડી ઓપ આપીને કૌસ્તુભમાળામા પરોવ્યા છે.

કવિતાનાં ઝરણા આ યુવાન કવિના હૃદય દેશે એટલાં ભરતી ભર્યા ઝરવા લાગ્યા કે તે કોઈક સંગમ સ્થાને મહા નદી કે સાગરને મળવાને તત્પર થયા. પ્રયતાત્મનને વિધિયે સાનુકૂળ થાય છે. એવી કો ધન્ય પળે કવિને આપણા વયોવૃદ્ધ રા. ન્હાનાલાલ દેવશંકર જાની સાથે મેળાપ થયો, અને એ યોગ ત્હેમના કવિ જીવનના વિકાસ અર્થે સાનુકૂળ થઇ પડયો. ત્હેણે ઉભયની મિત્રતા સાધી અને ત્હેમની વચ્ચે પરસ્પર જ્ઞાનગોષ્ટિ કરાવી. આ સમયે રા. ન્હાનાલાલભાઇ, પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજમાં અભ્યાસ કરતા હતા, અને તે વખતે અમદાવાદના અનાથાશ્રમના પિતા અને વનરાજ ચાવડાના લેખક સદ્દગત્ ગ. સા. મહિપતરામ રૂપરામ નીલકંઠ ત્હેના પ્રીન્સીપાલ હતા. ત્હેમનો શ્રીયુત્ ન્હાનાલાલભાઇ ઉપર સારો અનુગ્રહ હતો. વળી તેજ અરસામાં એ ગુરુદ્વારા ત્હેમને હોપ વાચનમાળાના નામે પ્રસિદ્ધ ગૂજરાતી વાચનમાળાના મુખ્ય સહકારી, ગૂજરાત વ્હર્નાક્યુલર સોસાઇટીના પ્રાણ, અને ત્હેના પિતા સ્વ. ફાર્બસ સાહેબના પરમ મિત્ર, આપણા આ જમાનાના સર્વને ક. દ. ડાના નામથી પરિચિત સ્વ. કવિ દલપતરામ ડાહ્યાભાઇનો પરિચય થયો હતો. ગ. ન્હાનાલાલભાઇનો આ બન્ને વ્યક્તિ સાથેનો સમ્બન્ધ કવિને યે ફળદાયી નિવડયો. આ સમયે ત્હેમણે સત્તર વર્ષની ઉમ્મરે પ્રસંગોપાત, લખેલા ન્હાનકડા કાવ્યોનો સમૂહ 'જ્ઞાન-દર્શક કાવ્ય' નામક પુસ્તકરૂપે સંવત્ ૧૯૨૫ ની સાલમાં પ્રકટ કર્યો હતો. જાહેરમાં આ ત્હેમનો સહુથી પ્રથમજ પ્રયત્ન હતો.

આ મિત્ર બેલડીનો વાર્તાલાપ અને કવિતાની ચર્ચા ધીમે ધીમે ગ. સા. મહિપતરામ અને છેવટે કવિ દલપતરામ સુધી પ્હોંચતા આમ પ્રસંગોપાત પરસ્પર મળવું થવાથી બન્ને કવિ વચ્ચે સારો સમ્બન્ધ જામ્યો હતો, અને કવિ દલપતરામ સ્વામીનારાયણ સંપ્રદાયના હોવાથી તથા આપણા કવિનું બીજીવારનું લગ્ન તેજ સંપ્રદાયના કારભારી વ્યાસ હરિભાઇ લલ્લુભાઇને ત્યહાં થયું હોવાથી, ત્હેમના દ્વારા તે એટલો તો દ્દઢિભૂત થયો કે તે પરસ્પર સ્નેહમાં પરિણમ્યો. આપણા યુવાન કવિ પોતાના કાવ્યો તે વૃદ્ધ કવિને બતાવતા, સુધરાવતા અને આગળ વધતા. આ સમયે પ્રતાપ નાટકના લેખક સ્વ. ગણપતરામ રાજારામ શાસ્ત્રી, ભક્ત કવિ ઋષિરાજ, સ્વ. સાક્ષર હરિલાલ હર્ષદરાય ધ્રૂવ, તથા બુલબુલના ઉપનામથી પ્રસિદ્ધ રા. ડાહ્યાભાઈ દેરાશ્રયી વિગેરે વિદ્વાનો તે વૃદ્ધ કવિ પાસે કાવ્યનો અભ્યાસ કરતા હતા. આ સર્વ કવિતા રસિક વિદ્યાર્થી મિત્રોમાં કાવ્યચર્ચા કરીને

બુલાખીરામ સ્નેહ સમ્બન્ધ વધારવાનો પ્રયત્ન કરતા હતા; અને ત્હેવોજ કવિ સમ્બન્ધ વધારવાની વૃત્તિ ત્હેમણે છેક સુધી રાખી હતી. કવિ દલપતરામ તે સર્વ વિદ્યાર્થીઓમા બુલાખીરામના બુદ્ધિચાતુર્યથી પ્રસન્ન થઇને ત્હેમના ઉપર વિશેષ પ્રીતિ રાખતા હતા, અને પાછળથી તે ત્હેમના પટ્ટ શિષ્ય પણ થયા હતા એટલે કવિ બુલાખીરામ કવિતા દેહે ગૂજરાતના અત્હાગના કવિશ્રેષ્ઠ ગ ન્હાનાલાલ દલપતરામ કવિના મ્હોટા ભાઇ થાય

આ વૃદ્ધ કવિની શુભેચ્છાના પ્રતાપે ત્હેમનામા કવિતા ભક્તિનુ પૂર એટલે સુધી વધ્યુ હતુ કે ત્હેમને સસ્કૃત અગ્રેજી કે ફારસી ભાષાનુ સારુ જ્ઞાન ન હોવા છતા પણ તે તે ભાષાના ઉસ્તાદો પાસેથી ત્હેમણે કવિવર કાળીદાસ, વાલ્મીક, કાઉપર, મિલ્ટન અને શેખશાદિ વિગેરેની કાવ્ય પ્રતિભાનો મર્મ સ્હમજવાનો પ્રયત્ન કર્યો હતો ત્હેમણે પૌર્વાત્ય અને પાશ્ચાત્ય કવિઓની લેખનશક્તિ વિષે ઉલ્લેખ કરતા લખ્યુ છે કે —

"કેશવ ને કાલીદાસ, કલમથી પામ્યા માન,
પ્રીતમ ને પ્રેમાનન્દ, પામ્યા માન પ્રેમથી;
રણછોડ, રઘુનાથ, બ્રહ્માનદ ને બિહારી,
વામન ને વૃદ ચદ, અમર છે એમથી;
મયૂર ને મીલટન, કાઉપર શેખશાદિ,
વાલમીક આદી જગજાહીર છે જેમથી."

આવી રીતે ત્હેમની કવિતા ભક્તિ અનન્ય હતી અને તે ત્હેમના ગુરુ દલપતરામનીજ પ્રસાદીનુ પરિણામ હતુ આ વિષે બુલાખીરામે પોતેજ લખ્યુ છે કે —

"કવિ દલપત તણા કેવળ પ્રતાપ વડે,
પરમ માન્યું છે મન કાવ્યના પ્રબન્ધમા."

આ કાવ્ય પ્રબન્ધમા આપણા કવિ ઘણીવાર એટલા તો તલ્લીન રહેતા કે ત્હેમને સસાર વ્યવહારના કાર્યો તરફ ઉપેક્ષા થતી. ત્હેમણે ત્હેમની પાસે હિરાચદ આદિ કવિઓના વ્રજભાષાના પીંગળ અને અલકાર શાસ્ત્રના ગ્રન્થોનો તથા પ્રવીણસાગર, તુલસીકૃત રામાયણ અને ચદ કવિના રાસા વિગેરે

હિન્દી પુસ્તકોનો, તથા ગૂજરાતી ભાષામા પ્રેમાનન્દની મનોહારીણી કવિતાનો, શામળના છપ્પાનો, અખાના ચાબખાનો, નરસિંહ મ્હેતાના કૃષ્ણકીર્તિના પદોનો, સ્વામીનારાયણ સંપ્રદાયના નિષ્કુળાનન્દ અને બ્રહ્માનન્દના કાવ્યોનો, દયારામભાઇની ભક્તિભીની ગરબીઓનો, પ્રેમશૌર્યથી અંકિત ફક્કડ કવિ નર્મદની કવિતાનો અને ધીર ગમ્ભિર, શીળી છાયા સમી ત્હેમની કવિતાનો અભ્યાસ કર્યો હતો સ્વ બુલાખીરામને પોતાના કવિજીવનની શરુઆતમા ગુરુની માફક શામળભટ્ટના છપ્પા અને ભભકભરી વાતોનો વ્યાસંગ લાગ્યો હતો. ત્હેના પરિણામે ત્હેમણે કેટલીક પરચુરણ કવિતા છપ્પા અને મનહર છંદમા લખી હતી. કવિ શામળ પ્રત્યે પોતાનો અનુરાગ જણાવતા તે લખે છે કે'—'શામળ જેવા લ્હેરી અને ઉદાર કવિએ તો આવુ સોનુ રૂપુ અને સ્ફટિક પોતાની કવિતાના મકાનમા મબલક હાથે વાપર્યું છે." ત્હોપણ ત્હેમની કવિતામા પાછળથી શામળની કાવ્ય છાયા લાંબો વખત ટકી ન હોય એમ જણાય છે, કારણ કે 'પ્રમદા બુદ્ધિ પાનીએ' એ શિર્ષકવાળા કાવ્યની ટીકામા લખતા કવિ લખે છે કે—"સામળ વિગેરે જૂના કવિઓના મતને મળીને મે લખ્યુ નથી." આ ઉપરથી જણાય છે કે તે સ્વતન્ત્ર વિચારક હતા. ત્હેમની કવિતાના એકાદ પ્રશંસક કહે છે કે ત્હેમનામા કવિતાની પ્રેરણા તો પ્રેમાનન્દના કાવ્યસ્રોતે પ્રકટ કરી અને દલપતરામની મધૂર ભાષિણી કવિતાએ ત્હેને પોષી અને પ્રફુલ્લી.

ત્હેમની આવી કવિત્વ શક્તિના વિકાસથી ગુરુ દલપતરામ ત્હેમના ઉપર પ્રસન્ન થતા અને પોતાના મિત્રો સમક્ષ ત્હેમના ઘણા વખાણ કરતા ગૂજરાતી વાચનમાળામા બુલાખીરામની 'વિનાશકાળે વિપરિત બુદ્ધિ' વાળા શિર્ષકની જે કવિતા સ્વીકારાઇ છે તે ત્હેમનીજ પ્રસન્નતાનુ પરિણામ છે. ત્હેમણે શિષ્ય બુલાખીરામને સર્ટીફીકેટ આપતા લખ્યુ છે કે:—"હુ ઘણી ખુશીથી આ સરટીફીકેટ આપુ છુ કે તેમણે પીંગળ તથા અલંકાર વિગેરે કવિતાના વ્રજભાષાના ગ્રન્થોનો મ્હારી પાસે અભ્યાસ કરેલો છે. અને ગુજરાતી કવિતા પણ નિયમ પ્રમાણે ઘણી સરસ રચી જાણે છે અને તેમના વિચાર પણ સુધારેલા છે. માહારી પાસે કેટલાએક કવિતાનો અભ્યાસ કરેલો તેમા આ ૧ લા નંબરના છે હુ આશા રાખુ છુ કે માહારી હયાતી પછી મારૂ કામ તે ઉપાડી લેશે. તેમની ચાલચલગત

પણ સારી છે અને પ્રમાણિક છે” આવા ગુણજ્ઞ ગુરુ પ્રત્યે પોતાની ભક્તિ વ્યક્ત કરતા બુલાખીરામે **गुणाः पुज्ञास्थानं गुणिषु न च लिंग न च वय** એ વાક્યના મર્મરુપેજ નીચેની ટૂંક લખી હોય એમ જણાય છે કે —

“દીપાવ્યું ગુજરાત નભ, દિનકર દલપતરામ;
કાવ્ય ગુરૂ એ કવિશ મુજ, વર વિબૂધ વિશ્રામ.”

શ્રીયુત્ ન્હાનાલાલ દેવશંકર જાની સાથેનો કવિનો સમ્બન્ધ ત્હેમના કવિ જીવનના વિકાસ અર્થે જેટલો યશસ્વી નિવડ્યા છે તેટલોજ તે જ્ઞાતિ-જીવનની ચર્ચા કરવાને અને સામાજિક સુધારણાના પ્રશ્નો ઉકેલવાને પણ યશસ્વી નિવડ્યો છે, અને આવોજ મિત્ર સમ્બન્ધ ત્હેમના બાળમિત્ર શ્રીયુત્ બુલાખીદાસ નારાયણજી સાથેનો પણ ત્હેમના ગૃહસ્થ જીવનના વિકાસ અર્થે યશસ્વી નિવડ્યો છે કવિમા કવિતા કે સમાજ સુધારણાની પ્રેરણાના પૂર હતા, પરન્તુ સંસાર વ્યવહારના કાર્ય પ્રત્યે ત્હેમનામા એટલી ઉદાસીનતા હતી કે કોઇ કોઇવાર ત્હેમની કાર્યદક્ષતાની ઉણપ સ્પષ્ટ જણાઈ આવતી કવિતાની મસ્તીમા એમની પ્રકૃતિ એટલી તો તેજસ્વી રૂહેતી કે તે પિતાની માફક યજમાન વૃત્તિ જેવા ઓશીયાળા ધંધાને ધિક્કારતા. એટલુજ નહી પરન્તુ તેમની નિસ્પૃહા અને વ્યક્તિ સ્વાતન્ત્ર્ય એટલી હદ સૂધી પહોચ્યા હતા કે તે ગમે ત્હેવા હિતસ્વી અને પ્રતિષ્ઠિત ગૃહસ્થને પણ પોતાને સાચી લાગતી વાત કહેતા જરાએ અચકતા નહી તે વિષે કહેવાય છે કે ત્હેમણે પોતાના સ્નેહી મ્હેતા પ્રાણગોવિન્દ રાજારામનો ઉદીચ્ય હિતેચ્છુ પત્રમા અયોગ્ય લખાણ લખવા માટે, તથા ઉપરી અમલદાર શ્રીયુત્ કૃષ્ણરાવ અને ગણેશરાવનો અન્યાય કરવા માટે પ્રતિકાર કર્યો હતો; તેમજ કેટલાક સમય સૂધી તે પોતાના ગુરુ દલપતરામ સાથે પણ અબોલા રૂહ્યા હતા. આવી રીતે આ ગુણો યે અવગુણ ગણાય એટલી પ્રખર પ્રકૃતિ એ કદિ કદિ દાખવતા, પરન્તુ ત્હેમની આ પ્રખર પ્રકૃતિ, શાન્ત સરોવર સમી સૌમ્ય પ્રકૃતિના ત્હેમના બાળમિત્ર બુલાખીદાસને તો પાણીદાર હીરાની તેજસ્વીતા જેટલી કિમતી લાગતી તે કવિની કાર્યદક્ષતાની ઉણપને પોતાના વ્યવહાર ચાતુર્યથી ઢાકી દેતા, અને એ મિત્રરત્નનુ મૂલ્ય ગૂજરાતના બઝારમા અંકાવાને પ્રત્યેક રીતે અનુકૂળતા કરી રાખતા. આ મિત્ર યુગલની જીવનકલા સૂર્ય ચન્દ્રની કલા જેટલી ભિન્ન હતી છતા યે તે એકજ માર્ગ ઉપરના સ્હામ

સ્હામે ઉભેલા વડલાની જાળે જાળ ગૂ થાઈ માહીથી આદરણા માકરડાં જણાય ત્હેવી એકજ રુપે ત્હેમના ઇતિહાસમા શોભી રૂહી છે સ્વદેશીના આગ્રહી એ સસારી અવધૂત સમા કવિની મધ્યમ કદની ઘઉં વર્ણી દેહવાટિકા, નાગપૂરી ધોતી, જગન્નાથીનુ અગરખુ અને અમદાવાદી પાઘડીના સાદા વેશે, હસતા વદનાર્વિન્દથી શોભતી હતી. આજે એ બુલાખી બેલડી અખડિત નથી રૂહી એટલુ હિનભાગ્ય છે, નહી તો ગૂજરાત કે ઉદીચ્ય જ્ઞાતિને એ કવિ કોકિલે કઇ કઈ નૂતન નૈવેદ્ય ધરાવ્યા હોત.

કવિના જીવનની શરુઆતના જમાનામા લગ્નની ભાવના અત્યહારે છે તેથી કાઇક જૂદી હતી માબાપ બાળકને ન્હાનપણમા પરણાવી લ્હાવો લેવો એજ પરમ કર્તવ્ય માનતા હતા, અને ત્હેમાજ ત્હેમની કુલિનતા ગણાતી લગ્નની આવી ભાવનાને લીધે કવિનો જન્મ ઉચ્ચ કુટુમ્બમા થયો હોવાથી ન્હાનપણથી જ તે ઝડપાયા હતા, અને જનોઈ પ્રસગે તો ત્હેમનો વિવાહ થઈ ચૂકયો હતો. તે પછી ત્હેમનુ પ્રથમ લગ્ન સવત્ ૧૯૧૯ મા અગિયાર વર્ષની ઉમ્મરે ત્હેમનાથી* એક વર્ષે મ્હોટી કન્યાની સાથે અમદાવાદની જ્ઞાતિના જાણીતા વ્યાસ કુટુમ્બના ગૃહસ્થ રા નથ્થુભાઇ નરોત્તમને ત્યહા થયુ હતું. કવિ કાઇક મ્હોટા થયા અને સસાર વ્યવહારમા પ્રવેશ્યા ત્યહારે ત્હેમને ન્હાનપણમા થયેલુ આ લગ્ન ઉપાધિ રુપ લાગ્યુ; અને પતિ પત્નિના વિચારોનુ અન્તર્ દિન પ્રતિ દિન એટલુ બધુ વધી પડયુ કે તેથી હમ્મેશા તે અપ્રસન્ન રૂહેવા લાગ્યા.

આ નાપસદગી ત્હેમનામા એટલે સુધી વધી કે તે ત્હેમના દીલનુ દર્દ થઈ પડી આ દર્દને લીધે ત્હેમની કવિ પ્રતિભા પણ કેટલોક સમય ક્ષીણ થઈ ગઈ. કાળની ગતિ ન્યારી છે કોઇકને તે સાનુકૂળ તો કોઇકને તે પ્રતિકૂળ થાય છે સ્વ. બુલાખીરામના ભાગ્યમા ગૂજરાતના કવિ થવાનુ લખાયુ હતુ, અને ટૂ કા આયુષ્યની અવધોમા ત્હેમને જીવનની મોજ મ્હાણવાની હતી, એટલે સદ્ભાગ્યે જેનાથી તે સદાયે અપ્રસન્ન રૂહેતા હતા, તે ત્હેમના પ્રથમ પત્નિ દેવલોક પામ્યા. ઉદીચ્ય જ્ઞાતિમા અને ત્હેમા યે વળી અમદાવાદ જેવી જ્ઞાતિ કે જ્યહા કન્યાની ખોટજ નહી, ત્યહા કવિ જેવા ઉચ્ચ કુટુમ્બના વરના બીજીવારના લગ્ન થતા વાર શી ? ત્હેમનુ આ લગ્ન

---

* આ અને આવી બીજી હકીકત કવિના પરમ મિત્ર શ્રીયુત્ બુલાખીદાસ નાગરાણજી દવે તરફથી મળી છે.

૧૧૨૮૯



સંવત્ ૧૯૩૦ મા ત્હેમની બાવીસ વર્ષની ઉમ્મરે અમદાવાદના સ્વામીના-રાયણ મન્દિરના જાણીતા કારભારી વ્યાસ હરિભાઇ લલ્લુભાઇ કે જે તે વખતે ઘણા પ્રતિષ્ઠિત્ ગૃહસ્થ હતા, ત્હેમના મરકારી દીકરી બ્હેન વિજકોર ( વિજી ) ની સાથે થયુ હતું પુખ્ત ઉમ્મરે થયેલું આ લગ્ન કવિને સાનુકૂળ નિવડયુ, અને પતિ પત્નિ વચ્ચે પરિણત સ્નેહની નિર્મળી પ્રભા દિન પ્રતિદિન એટલે સુધી જામી કે વિપ્રલભ શૃગારની પરિવેદનાના આસ્વાદને અન્તે ત્હેમનામા સયોગી શ્રૃગારની ઋતુ બેઠી, અને ત્હેનાજ પ્રતાપે કવિની કવિત્વ શક્તિનો એટલો વિકાસ થયો કે જેમાથી ' પ્રિયા પ્રેમ પત્રિકા ' અને ' વિરહ વ્યથા ' જેવા શબ્દ ચમત્કૃતિ અને અર્થાલ-કાર તેમજ કળા વિધાનના નમૂનારૂપ હૃદયગમ કાવ્યો અવતર્યા

' ભુજ નવલ નતાગી, વીર ક્ષેત્રે વિહારી ' એ લીટીથી જણાય છે કે કવિને ' વિરહ-વ્યથા ' વડોદરામા થઇ હતી, અને તેજ શિર્ષકવાળા કાવ્યમા ત્હેમના વિપ્રલભ શ્રૃગારની મનોદશાનુ ચિત્ર ચિત્રાયુ છે કે --

"કોરે કીડા, કાષ્ટને તે જણાએ, પ્રેમી કીડા કાયને કોરી ખાએ;
ઉપરથી તે, રે રતી ના જણાય, વીતે તેને સર્વ સાચું મનાય.

* * * * * *

તૂટે તોપે શ્રેષ્ટ કિલ્લા ચણેલા, તૂટે તોપે, ધાતુ ધામો બનેલા;
પ્રેમી કિલ્લો, તૂજ તોડયો ન તૂટે, વર્ષો વ્હાલી, આયુના સર્વ ખૂટે."

વળી પત્નિ પ્રેમની ભક્તીનો જૂવાળ કવિ હૃદયમા એટલે સુધી ચ્હડયો છે કે ત્હેમાથી શુદ્ધ સ્નેહની લાગણી દર્શાવતી નીચેની પક્તિઓ તેજ કાવ્યમા ત્હેમનો સર્વ સમ્બન્ધ પણ વર્ણવી દે છે---

"શોભીતી સાર સાક્ષી, કુલ વધુ કરમી, માત્ર આનદિ માયા,
સતોષી સત્ય રાગી, સદય સુહૃદયા, છે ક્ષમા કેરી છાયા,
રૂપાળી રમ્ય મૂર્તિ, રતિ-ઉરવશી કે, રાધિકા રાણી અન્ય,
માયાળુ માન્યવતી, વિજઈ વધુ તણા, રૂપને ગુણ ધન્ય !! ૧

ઈચ્છા યોગે હરીની, કુલ વધુ મળી તું, કથ કલ્યાણ કારી,
તારી છે ખુબિ ન્યારી, નવલ સુનિપુણા, પ્રેમ કેરી પથારી;

ધારી–ધારી–ઘરામાં કરિ ગૃહ ગૃહિણી, પ્રેમથી પ્રાણુ પ્યારી
મારી ઓ ! માન્યવતી, વિજઇ સુવિજયા, રે ! વધૂ કષ્ટ હારી. ૨

શાતા રંગે રસીલી, છબિલી છબિ તણી. સ્વામીને સૂખ દાતા;
માતા વ્હાલી મણીની, નવ કદી લહું હું, પાર હું ગૂણ ગાતા;
કાતા તું કોડવાળી, કુશળ સુનિતિમા જે જડી ફેરી જાતા;
ભા–તારી ભવ્ય ભાસે, સજ થઈ ઉઠતી, વ્હેલિ તું વાંઝું વાતા. ૩"

પત્નિને અનુલક્ષી આ અને બીજી પંક્તિઓમા ત્હેમની ગુણ ગીતા ગાતા કવિ સ્હેજે પોતાના સાસુ, સસરા, પુત્રી, પત્નિનો સ્વભાવ અને ત્હેમના શરીરની શોભા વિગેરેની આપણને ઓળખાણ કરાવે છે. આ કાવ્ય લખાયા પછીજ ત્હેમની બીજી બે પુત્રીઓ બ્હેન ધનલક્ષ્મી અને શિવલક્ષ્મીનો જન્મ થયો હોવો જોઇએ. ત્હેમની આ બે પુત્રીઓ હયાત છે અને બ્હેન શિવલક્ષ્મીની સસાર વાડી વિકસી છે, તથા સહુથી મ્હોટી પુત્રી બ્હેન મણિ એકજ ચીરંજીવી ભાઈ છબીલરાયને મૂકી દેવલોક પામ્યા છે, અને બ્હેન ધનલક્ષ્મીને કાઇ સંતાન નથી

આશરે ૧૯–૨૦ વર્ષની ઉમ્મરે બુલાખીરામને પ્રેરણા થઇ કે અમદાવાદની ઉદીચ્ય જ્ઞાતિના સરખા વિચારના ગૃહસ્થોની એક સસ્થા સ્થાપવી; અને ત્હેમા સ્વોન્નતિ અને જ્ઞાત્યુન્નતિના ઉપાયો યોજવા, તથા નિબન્ધો અને કવિતા દ્વારા જ્ઞાનવર્ધક વિષયોની ચર્ચા કરી સભાસદોનું જ્ઞાન વધારવુ આ પ્રેરણાને રા મ્હાનાલાલભાઇએ વેગ આપ્યો, પરન્તુ તે દરમ્યાન ત્હેમને નોકરી અર્થે બ્હાર ગામ જવુ પડવાથી કેટલાક સમય સુધી કવિનો વિચાર અમલમા આવી શક્યો નહી. એક દિવસ ત્હેમણે પોતાનો વિચાર રાયપુર ચકલામા આપારાવ ભોળાનાથની લાયબ્રેરીમા મળેલા ત્હેમના મિત્રો રા બુલાખીદાસ નારાયણજી દવે, રા. હરગોવિંદ લાલભાઈ જાની, સ્વ કેશવલાલ દલપતરામ વ્યાસ તથા સ્વ પુરષોત્તમદાસ દયાશંકર દાક્તર વિગેરેને જણાવ્યો. આ મિત્રોએ ત્હેમને અનુમતિ આપી અને તરતજ એક સસ્થા શરુ કરી ત્હેનુ નામ ત્હેમણે 'મિત્ર મડળ' રાખ્યુ, અને આપણી જ્ઞાતિના સારંગપુર કાકડીઆની પોળના રહીશ સદ્દગત બુલાખીદાસ ઠાકરભાઇ કે જે તે વખતે મગનભાઇની કન્યાશાળાના માસ્તર હતા, ત્હેમના આશ્રય નીચે ત્હેની અઠવાડીક સભાઓ ભરવા લાગ્યા. આવી

આઠ દસ સભાઓ ત્યહા ભરાઇ, અને યુવાન સભાસદોના ઉત્સાહથી દિન પ્રતિદિન તે મિત્ર મંડળ પ્રગતિમાન થવા લાગ્યુ. તે દરમ્યાન ત્હેની યોગ્યતા જોઇને સ્વ. મ્હેતા પ્રાણગોવિન્દ રાજારામ, સ્વ જાની અમૃતલાલ મહાશંકર, સ્વ. ત્રિવેદી હરિશંકર ઓદલભાઈ, સ્વ. જાની ત્રિભૂવનદાસ બાપાલાલ તથા રા. રાવળ દામોદર સાકળેશ્વર વિગેરે સંભાવિત્ ગૃહસ્થો ત્હેના સભાસદ તરીકે જોડાયા. આ સમયે મ્હેતા પ્રાણગોવિંદ રાજારામ સાકડીશેરીમા ત્રીજા નંબરની નિશાળના મ્હેતાજી હતા, અને ત્હ્યાજ ત્હેમના આશ્રય નીચે તે મંડળની ઘણી સભાઓ ભરાવા લાગી. આ સભાઓમા આપણા કવિ ઘણી ઉલટથી ભાગ લેતા, અને ઘણે ભાગે તે હાસ્યજનક, બોધક અને રસિક કવિતામાજ વ્યાખ્યાનો આપતા. આટલી ન્હાની વયે પણ ત્હેમનો વાણી પ્રવાહ સરળ, ધીર, સભારંજક અને ગૌરવવન્તો હતો. ત્હેમના તેમજ સ્વ. મ્હેતાજીના ઉત્સાહ અને કાર્યદક્ષતાથી તે મંડળની ખ્યાતિ અમદાવાદ અને બ્હારના ગામોની જ્ઞાતિમા ઘણી વધવા લાગી; અને ત્હેના સભાસદોની સંખ્યા વધીને છેક ૧૯૨ સુધી પ્હોચી.

આમ તે મિત્ર મંડળની કીર્તિ દિન પ્રતિદિન વિસ્તારવન્તી થતી ગઇ, અને સર્વત્ર ત્હેનો યશ ગવાવા લાગ્યો તેથી છેવટે સંવત્ ૧૯૨૯ ના આસો વદી ૧૩ ને રવિવાર એટલે સને ૧૮૭૩ ના ઑક્ટોબર માસની ૧૯ મી તારીખે એક મ્હોટી સભા સમક્ષ તે ' મિત્ર મંડળ ' નું નામ ફેરવીને ' શ્રી ઉદીચ્ય હિતેચ્છુ સભા ' રાખવામા આવ્યુ આજે પણ આ સભા હયાત છે અને શિષ્યવૃત્તિઓ દ્વારા જ્ઞાત્યુન્નતિના કાર્યો કર્યે જાય છે.

તે સમયે સભામા સહુથી વધારે ઉમ્મર લાયક સભાસદ સ્વ. પ્રાણગોવિંદ રાજારામ મ્હેતા હતા, અને ત્હેમને ત્હેનુ મન્ત્રીપદ આપવામા આવ્યુ હતું ત્હેમણે ઘણી કુનેહ અને સમય સૂચકતાથી સભાનું સુકાન આગળ ચલાવ્યુ હતું, અને ત્હેનુ ઘણું કામકાજ ત્હેમની નિશાળમાંજ થતું હતુ. ત્હેમા કવિ બુલાખીરામ ઘણાજ ઉત્સાહ પૂર્વક આગેવાની ભર્યો ભાગ લેતા હતા, અને પોતાના ઓળખીતા, બીજી જ્ઞાતિના પ્રગતિપ્રિય સજ્જનોને ત્હેમના જ્ઞાનનો લાભ આપવા ન્હોતરતા હતા. આ અરસામા ત્હેમણે ' બ્રાહ્મણ ભોજન અનીતિ શતક ' નામક સહુથી પ્હેલુ લાબું કાવ્ય લખ્યુ હતું; અને તે ત્હેમણે 'સભા' સમક્ષ ઘણી છટાથી વાચ્યુ હતું. આ કાવ્ય ' ચન્દ્રકાન્ત ' નામના માસિકમા છૂટક છૂટક છપાયુ હતું, અને ત્હેના સારા

વખાણુ થયા હતા; પરન્તુ આ આખુ કાવ્ય એક સાથે સમ્પૂર્ણ તો છપાવા પામ્યુજ નહી. ત્હેમાથી ત્હેના અવશેષરુપે કવિએ પોતાના કાવ્ય-કૌસ્તુભના બીજા ભાગમા 'બ્રહ્મ ભોજન' નામક તુટક કાવ્ય અમદાવાદની જ્ઞાતિને અનુલક્ષીને પ્રકટ કર્યુ છે. ત્હેમા તે સમયના જ્ઞાતિ ભોજનની વ્યવસ્થા તથા બ્રાહ્મણોની જમણુ પ્રત્યેની સ્થીતિનો વર્ણનાત્મક શૈલીમા આબેહુબ ચિતાર આપ્યો છે કે —

"વખત જમવા તણી નાત કેરી થઇ, ભટ ભરાવા ભટો ભટ્ટ લાગ્યા;
કૈંક ન્હાયા અને કૈંક શોળે થયા, રાખી બેઠા પછી સર્વ જાગા.
જદુભટે જાજરૂ પાસ આસન કર્યું, પ્રેમશ કર કહે પ્રેમ લાવી,
વાસ્તુ વાડા તણું કયાથી કરવા મળે, ભટ ભણેલા તમો તુલ્ય ભાવી.

* * * * * * * *

કેર કાળો કર્યો કંટકેશ્વરજીએ, આવીયો ખૂમ અગ્રાસ પીને,
સરત જીત્યો જમ્યા બાદ જુગતે કરી, સાફ એ શેર થીને
અકરમીશંકરે ઉંચુ અવલોકયું કે, શીરપર નાળ પડવાથી રડીઓ;
થૈ ગયા શીર કેરાજ ચીતાળીયા, રક્ત લીધે ભરાયોજ દડીયો.
એદિશ કર તણી બાજ અ દર થકી, જાયછે જમણુ સમળિ ઉપાડી;
લાગથી તિવ્રશ કર થડે ટાટીયો, ફડફડે સમળિ ચીચીયાજ પાડી!!
કૈં ઢચક ઢચક પાણી પ્રીતેથી પીએ, ફેરવે પેટ પર હાથ કોઇ,
માગતા જાય છે જોઇતું જેહને, કૈ વખાણે બનેલી રસોઇ
શોભતા સહુ ગજાનન સમા દ્વિજવરો, કો નિરાતે ઝપટ કો ઝપાટે;
કૈ અધુરા રહ્યાને પડયું પાયદળ, પાણી પોકારી ત્યા કૈંક છાટે.
પેટ ગાગરસમા આગળે આવીયા, ભીસ્તિ કેરી મસક કોક ધારે:
એવિ રીતે દ્વિજોને જમાડી લિધી, ભટજીએ ત્યાહ્ય સાબાશી ભારે."

વળી તેજ કાવ્યના એક બીજા ખણ્ડમા ત્હેમણે એક ખૂબ જમેલા જદુભટ નામના બ્રાહ્મણની સ્થીતિ વર્ણવતા ઘણી સરસ રીતે સમસ્યા પૂરી છે કે:—

અરસ પરસ સખી કહે શો અચબો આ છે,
ગિરીથી ગિરેલી આ તે શીલા શું સવાઇ છે!

કે આ સખી માતેલો માતગ કે મહીશ આ છે ?
દેવ કે દુંદાળા તણી આવી સ્વારી આહી છે ?
હશે આ તે ભીમ કે ઓ બ્હેન કુંભકર્ણ કહે ?
જળદર રોગીની કે આ દશા જણાઈ છે ?
નહી પડે ગમ નામ અમને બુલાખીરામ
ભરેપુરે માસે ભામા કે આ ભારેવાઇ છે. ?

આ અને આવી ઘણી યે સમસ્યાપૂર્તિ તથા પાદપૂર્તિ ત્હેમણે માંડ-વીમા નિકળતા આર્યસુબોધક નામના પત્રમા તથા સુબોધ પ્રકાશ નામના માસિકમા વાગ્વાર પૂરી છે.

આ પછી જ્હારે ત્રીજા નબરની નિશાળમા સભાઓ ભરવાની અગવડ જણાઈ ત્હારે કવિએ પોતાના ગુરુ દલપતરામને મળીને હિમાભાઇ ઇન્સ્ટીટયુટમા સભાની બેઠક ભરવાની પરવાનગી મેળવી; અને ત્યહા દર રવિવારે જૂદા જૂદા વક્તાના ભાષણો થવા લાગ્યા. ત્હેમા રા સા મહિપતરામ રુપરામ નિલકઠ, કવિ દલપતરામ ડાહ્યાભાઇ, ભક્ત કવિ ભોળાનાથ સારાભાઇ, તથા તે સમયના અમદાવાદની સ્મૅાલ-કૅાઝ કૅાર્ટના જજ્જ શ્રાયુત્ ગોપાળરાવ હરિ દેશમુખ અને ફર્સ્ટ કલાસ સ-બજજ્જ ગ. મણિભાઇ જશભાઇ વિગેરે સભાવિત વિદ્વજ્જનો હાજરી આપતા, અને પ્રસગોપાત ભાષણો કરતા તથા સભા પ્રત્યે સપૂર્ણ સહાનુ-ભૂતિ રાખતા. આ અરસામા આહીના વતની અને વડોદરા રાજ્યના ન-વસારી પ્રાન્તના ડીસ્ટ્રક્ટ જજ્જ તથા પાછળથી દિવાન બહાદૂરની માનવ તી પદ્દીએ ચ્હડેલા ગૂજરાતના સ્વદેશ પ્રેમી સાક્ષર અબાલાલ સાકરલાલ દેસાઇ તથા વડોદરા રાજ્યના નેટીવ ઍસીસ્ટન્ટ ટૂ ધી ગવ્હર્નર જનરલ અને આહીના વતની ગ બ લાલજીભાઇ પુરુષોત્તમરાય ધ્રૂવ વિગેરે વિદ્વાનો પણ જ્યહારે વડેદરેથી આહી આવતા ત્હારે સભામા હાજરી આપતા હતા, અને ત્હેની પ્રગતિ ઈચ્છતા હતા આવા વિદ્વજ્જનોની સહાયથી સ-ભાની પ્રગતિ દિન પ્રતિ દિન વધવા લાગી, અને ત્હેમા આપણા કવિએ પણ યથાશક્તિ મતિ શ્રમ લીધો હતો તે પ્રસગોપાત બાળલગ્ન, વૃદ્ધલગ્ન, રડવા કૂટવા વિષે, તથા જમણવાર અને વ્યભિચાર વિગેરે કુચાલો અને કુટેવો વિષે, તથા હિન્દવાસીઓના જીવન કલહ અને પતિ પત્નિના જીવનમા થતી

અસમાનતા અને તેથી અનેક રીતે થતી અધોગતી વિષે સુબોધક અને મનોરંજની શૈલીમા શબ્દ ચમત્કૃતિ અને અર્થ ગૌરવવાળા કાવ્યો વ્યાખ્યાન રુપે વાચતા હતા, અને આર્યસુબોધક તથા રાસ્તગોફ્તાર આદિ પત્રોમા પ્રકટ કરતા હતા. આથી ત્હેમની ખ્યાતિ દિન પ્રતિ દિન અમદાવાદના અને બ્હાર ગામના જનસમાજમા અને વિદ્વાનોમા વધતી ગઇ; અને ત્હેમના ઉપર ઘણા સ્થળેથી પ્રશંશાના પત્રો પણ આવવા લાગ્યા

કવિનાં બાળલગ્ન અને તેથી થતી અધોગતી તથા જીવનની અસમાનતા ચર્ચતા ત્હેવાજ બીજા કાવ્યો વાચીને મુબાઇ નિવાસી ઇન્ડીયન સ્પૅકટેટરના માલીક અને વિધવા પુનર્લગ્નના હીમાયતી શ્રીયુત્ બહેરામજી મહેરવાનજી મલબારી ત્હેમના ઉપર પ્રસન્ન થયા, અને ત્હેમણે કવિની સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો, તથા તે દ્વારા ત્હેમણે ત્હેમની સાથે એટલો પરિચય વધાર્યો કે તે બન્નેની પરોક્ષ મૈત્રિ બધાઇ આ અરસામા શ્રીયુત્ મલબારી વિધવા પુનર્લગ્નની ચર્ચા ચલાવતા હતા, એટલે પોતાના કાર્યમા મદદ કરવાને ત્હેમણે કવિને બાળલગ્નથી થતી હાની વિષે એક સચોટ લામુ કાવ્ય લખવાને સુચના કરી કવિએ આ સુચનાને ઉમગથી વધાવી લીધી અને 'બાળલગ્ન છત્રીશી' તથા 'બાળલગ્ન બાત્રીશી' નામના બે અસરકાર લાબા કાવ્યો સુબોધક શૈલીમા લખ્યા હતા ત્હેમા ત્હેમણે બાળલગ્નથી થતા અનેક ગેરલાભો અને મનુષ્ય જીવનની અધોગતિ ઘણી સચોટ રીતે વર્ણવી છે. આ બન્ને કાવ્યો ત્હેમણે હિમાભાઇ ઇન્સ્ટીટ્યૂટમા એક માસ સુધી દર રવિવારે ત્હેમના ગુરુ કવિ દલપતરામ અને સ્મૉલકૉઝ કોર્ટના જજ્જ શ્રીયુત્ ગોપાળરાવ હરિ દેશમુખના પ્રમુખપણા નીચે ઘણી છટાથી વ્યાખ્યાનરુપે ગાયા હતા. ત્હેમના આ કાવ્યની અસર શ્રોતાજનો ઉપર એટલી તો સારી થઇ હતી કે તે સાભળવાને આખુયે ભાષણ પૂરું વચાઇ રૂહ્યુ ત્હા સુધી સભા સ્થાનમા લોકોની ભારે ઠઠ જામતી હતી આ કાવ્યથી ત્હેમના મિત્ર વર્ગમા પણ ત્હેમની શક્તિ વિષે આદર ઉત્પન્ન થયો, અને અત્હાર સુધી જે કોઇ ત્હેમને 'અલક 'બુલાખી '' કહી સમ્બોધતા તે હવે ત્હેમને 'બુલાખીરામ '' કહીને સમ્બોધવા લાગ્યા. મિત્રોની આવી બદલાયલી વૃત્તિ જોઇને ત્હેમણે પોતાની જ્ઞાતિમાથી બાળલગ્ન, વૃદ્ધ લગ્ન, જમણવાર આદિ કુચાલો નાબૂદ કરવાને તથા બીજા સામાજિક પ્રશ્નોની ચર્ચા કરવાને સભા તરફથી જ્ઞાતિનુ એક માસિક પત્ર પ્રકટ કરવાની અને સ્થળે સ્થળના જ્ઞાતિ ભાઇઓને એકઠા મેળવીને જ્ઞાતિમા સુધારો

કરવાને એક મ્હોટી સભા મેળવવાની સૂચના કરી હતી ને વખતે સભાની આર્થિક સ્થીતિ મોળી હોવાથી આ સૂચના વિષે કાંઇ પણ લક્ષ અપાયું નહી, પરન્તુ પાછળથી સભાએ તે સૂચના અમલમાં મૂકી, અને અત્યહારે એ કવિએ વાવેલા બીજના 'શ્રી અખિલ ભારતવર્ષીય ઉદીચ્ય બ્રહ્મ સમાજ' અને 'ઉદીચ્ય હિતેચ્છુ' પત્ર તથા ત્હેનીજ અસરના પરિણામે અન્ય જ્ઞાતિ પત્રો જેવા વૃક્ષ ખીલી રૂહ્યા છે ત્હેમના જ્ઞાતિ સુધારણા વિષે કેટલાક મક્કમ વિચારોથી તે સુધારક તરીકે ઓળખાતા હતા, ત્હોયે તે અત્યહારના હાડ સુધારક જેવા દુરાગ્રહી તો ન્હોતાજ.

તે પછી આશરે આઠેક માસે કેટલાક મિત્રોની સૂચનાથી કવિએ પ્હેલા 'વ્યભિચાર' વિષે વાંચેલા કાવ્યને વિસ્તારીને 'વ્યભિચાર નિષેધ' નામક કાવ્ય લખ્યું હતુ, તે પણ ત્હેમણે હિમાભાઇ ઇન્સ્ટીટ્યૂટમા ગ. સા. મહિપતરામ રુપરામ નિલકંઠના પ્રમુખપણા નીચે જાહેર વ્યાખ્યાનરુપે ગાયું હતું. ત્હેમના આ કાવ્યથી પણ શ્રોતાજનો અતિ પ્રસન્ન થયા હતા; અને

"દીપક દારા દેખતા, પૂરૂષ પડે પતંગ;
દગ્ધ થએ દિલ ના ડગે, ભસ્મ થાય પછી અંગ."

એ દોહરો વંચાયો કે તરતજ સભામા તાળીઓનો ગડગડાટ થઇ રૂહ્યો હતો કોઈ લાગણીવાળા યુવાને તો તે દોહરો તરતજ લખી લીધો અને પાનકોરના નાકે તથા રેલ્વે સ્ટેશન આગળ ભીંતો ઉપર ને ઠેકાણે ઠેકાણે લખ્યો હતો આ ભાષણનો ઉપસંહાર કરતી વખતે ગ. સા. મહિપતરામભાઇએ કહ્યું હતુ કે –" કવિના વિચાર અને કવિતા સારાં છે, પરન્તુ જેટલું મન તેમણે કવિતા પાછળ રોક્યુ છે તેટલુ જો તેમણે અંગ્રેજી શિખવા પાછળ રોક્યુ હોત તો તેમને સારો લાભ થાત હાલનો જમાનો એવો ચાલે છે કે જુવાન છોકરાઓ પોતાનું કર્તવ્ય શું છે તે સમજતા નથી, અને કવિતાના રાગડા કરવામા પોતાનો અમૂલ્ય વખત ગુમાવે છે, અને તેવુજ આ કવિનુ પણ બનેલું હોય એમ જણાય છે." આ માર્મિક વચનથી કવિને પોતાનુ નહી પણ કવિતાનુજ અપમાન થતુ લાગ્યુ, તેથી તરતજ તે સભા સમક્ષ ઉભા થઇને નિડરપણે બોલ્યા કેઃ–" કવિતા એ સાહજિક છે, અને તે માણસના જીવનનો પ્રાણ છે. બાળક પણ હાલરડાંથી ખુશ થાય છે અને જંગલના જાનવર તથા વિષધર નાગ પણ મોર-

લીનાં ગાનથીજ વશ થાય છે. એટલે કવિતા એ કુદરતનું અંગ છે અને તેથીજ પશુ સુદ્ધા પણ ગાનના તાનમા તલ્લીન રહે છે તો મનુષ્યને તે પ્રિય ન હોય એ કેમ સભવે ? જેમને કવિતા ઉપર પ્રીતિ નથી ત્હેમને તો તે વિષે સમજાવતા **अरसिकेषु निवेदनं । शिरसि मा लिख मा लिख ।** જેવુંજ થાય. માટે કવિતાનો મર્મ શો અને કેવો તે સમજવાનું તો હું તેના રસિકોનેજ સોપુ છુ." કવિના આ સ્પષ્ટ વચનથી રા. સા. મહિપતરામભાઇને ખોટુ લાગ્યુ અને તરતજ તે સભા સ્થાન છોડીને ચાલ્યા ગયા.

આ અરસામાજ કવિએ પોતાના પિતાના શેઠ અને પ્રાર્થના સમાજના પિતા તથા ભક્ત કવિ ભોળાનાથ સારાભાઇના ચીરજીવી અને ગૂજરાતના અલ્હારના માનનીય સાક્ષર શ્રીયુત્ નરસિંહરાવભાઇના લગ્નના સમાચાર જાણીને ત્હેની ખુશાલીમા એક કવિતા રચી, અને તે શ્રીયુત્ ભોળાનાથભાઇને ભેટ કરી. આ ભક્ત કવિએ ત્હેના ગુણ દોષ વિષે કાંઈ પણ ન ઉચ્ચારતા ખુશાખીરામને કહ્યુ કે.—" અમે અમારા વખાણ આવી કવિતા દ્વારા અમારાજ મ્હોડે સાભળવા ઇચ્છતા નથી." આથી એ હોશ ભર્યા કવિ ખશીયાણા પડી ગયા. ત્હેમણે તે કવિતા તરતજ ફાડી નાખી અને ત્યહાંથી ચાલતા થયા.

આ અને આગળ ઉપર બનેલા આવા બીજા પ્રસગો ઉપરથી જણાય છે કે ત્હેમનુ વ્યક્તિસ્વાતન્ત્ર્ય ઉત્તમ હતું; છતા લાયકના લાયક ગુણ પિછાનતા ત્હેમણે જરાયે આચકો ખાધો નથી જ્યહા જેટલુ ત્હેમને ન બન્યુ તેટલેથીજ ત્હેમણે પતાવ્યુ છે; પરન્તુ કોઈ દિવસ ત્હેમણે મનમા કોઇ પણ વાતની હૈયાઝાળ રાખી હોય એમ જણાતું નથી એ નિસ્પૃહ કવિએ અમદાવાદના વિદ્વાનો અને સજ્જનો વિષે એક મિત્ર સમક્ષ વાત નિકળતા વિરોધાભાસાલકાર જણાવતા દોહરામાજ કહી દીધુ હતું કેઃ—

**"જ્યા મહિપત ભોળા વસે, હોય અધિક અંધેર,**
**ઉલટું રાજનગર વિષે, પ્રજા સુખી સહુ પેર."**

અને ત્હેનો ત્હેમણે અર્થ કરી બતાવ્યો હતો કે—" જ્યા ભોળા રાજા હોય ત્યહાં ઘણું અધેર હોય, પણ રાજનગરમા એથી ઉલટુ છે, અને સઘળી પ્રજા સુખી છે, કારણ કે મહિપતરામભાઇ અને ભોળાનાથ જેવા સુધારાના અગ્રેસર અમદાવાદમા હોવાથી પ્રજા સુખી છે." એમ કહી કવિએ આ બન્ને ગૃહસ્થના ગુણો પ્રત્યે પોતાનો આદર વ્યક્ત કર્યો છે

આ પછી ત્હેમણે સંવત્ ૧૯૩૦ ના માગશર સુદી ૧૫ ને શુક્રવારે હિમાભાઈ ઇન્સ્ટીટ્યૂટમા 'રૂઢિ બુદ્ધિ સંવાદ' વિષે રચેલુ કાવ્ય જાહેર વ્યાખ્યાન રુપે સ્મૉલકૉઝ કૉર્ટના જજ્જ શ્રીયુત્ ગોપાળરાવ હરિના પ્રમુખપણા નીચે વાચ્યુ હતું. આ કાવ્ય પણ ત્હેમના બીજાં કાવ્યોની માફક સભાજનોને પ્રિય લાગ્યુ હતું, અને ત્હેના અન્ત ભાગમા

"વિદ્યુત્‌ના દીપક કર્યા, હળવા વરૂણને જે દીધું,
પ્રતિમા પ્રભાકર પાડી આપે, કાર્ય એ કેવું કીધું;
રેતી અને માટી તણા મેં પાત્ર કીધ સોહામણા.
કીધ યંત્ર કામ સ્વતંત્ર હુણીને મંત્રનાં તર્કટ ઘણા.'

આદિ ટૂંકામા બુદ્ધિ ચાતુર્યના વર્ણનથી પ્રમુખ સાહેબ પણ ઘણા ખુશ થયા હતા, અને ઉપસહારમા કવિના ભારે વખાણ કર્યા હતા. ત્હેમણે પાછળથી તા. ૧૭ મી ફેબ્રુઆરી સને ૧૮૭૭ ના દિવસે ત્હેમને સર્ટીફીકેટ લખી આપ્યુ હતું કેઃ—

" I have much pleasure in stating that Mr. Bulakhibhai Chakoobhai is a very *promissing* young man. He possesses a poetical genius of a very superior order combined to a spirit of Reform. I have heard with great pleasure, occasional recitations of his poetry on social evils and ridiculous customs of Goozrath. I think he will still improve by the Lessons which he receives from Kuvishwar Dulpatram, the well-known poet and reformer and if no better man will be found, I think he will be a fitting successor to the Kuvishwer and worthy of the patronage of the Goozrath Vernacular society."

આ શિવાય અમદાવાદના મીશનરી ખાતાના ઉપરી અને અગ્રેજી વ્યાકરણના કર્તા રેવરન્ડ જે. વી. ઍસ ટેલર સાહેબે તથા કૉકના મુકર્દમાથી જાણીતા થયેલા ઇડર સ્ટેટના દરબાર અને કાવ્યશાસ્ત્રના ઉપાસક તથા કવિના શુભેચ્છક સ્વ. જાડેજા કેસરીસિંહ ભૂપતસિંહે પણ ત્હેમને સ-

ટીફીકેટ આપ્યા છે. દરબાર સ હેબે ગુલાબીરામની કવિતા શક્તિની પ્રશંસા કરતા લખ્યુ છે કે–" * * * * કવિશ્વર દલપતરામ જેવી મિઠાશ તમારી કવિતામા ઉભરાય છે હુ નક્કી કહુ છુ કે સાહિત્ય શાસ્ત્રના યોગે તમારામા પ્રાસાદિક કવિનો અકુર છે. ઉત્તેજનાના યોગ વડે ઉત્સાહથી જો આ કામ તમે ચાલુ રાખશો તો બીજા દલપતરામ તરીકે હવેની પ્રજામા તમે પ્રસિદ્ધ થશો." આવી રીતે ત્હેમની કવિત્વ શક્તિના વખાણ ઘણા સમ્ભાવિત ગૃહસ્થોએ કર્યા હતા, અને કેટલાકે તો ત્હેમને ઇનામો પણ આપ્યા હતા.

તે પછી સવત્ ૧૯૩૧ ની સાલની શરૂઆતમા કવિને નોકરી અર્થે મુબાઈ જવુ પડયુ હતુ. ત્હા તે એક વ્હેપારીને ત્હા માસિક રૂ. ૨૫) ના પગારથી નોકરી કરતા હતા, અને તે ઉપરાન્ત સ્હાજના બે કલાક માટે રૂ. ૯) ના પગારથી એક ટયૂશન રાખ્યુ હતું આજ વર્ષમા મહારાણી વિકટોરીયાના પાટવી કુમાર અને પાછળથી બ્રિટિશ મહારાજ્યના શહેનશાહ સાતમા ઍડવર્ડ પ્રીન્સ ઑફ વેલ્સ તરીકે પ્હેલ વ્હેલાજ હિન્દુસ્તાનની યાત્રાએ આવી મુબાઈના કિનારે ઉતર્યા ત્હેમના સ્વાગત માટે પ્રજાજનોમા થતી ભારે દોડધામ અને ઉત્સાહ જોઇને કવિએ તે પ્રસગનુ વર્ણન કરતા 'યુવરાજ યાત્રા' નામક કાવ્ય લખ્યુ હતુ, અને તે ત્હેમણે પાછળથી સવત્ ૧૯૩૨ ની સાલમા જુદા પુસ્તક રુપે પ્રકટ કર્યું હતુ ત્હેમા ત્હેમણે બ્રિટિશ સામ્રાજ્યમા હિન્દવાસીઓની સ્થીતિ વર્ણવતા યુવરાજને વિનતિ કરી છે કે.—

( આપના )

* 'દેશીને અધિક અધિકાર, અમને તો ગણો નાદાર;
દીલમા ગોર ચર્મની દાઝ, એ તો યોગ્ય નહી યુવરાજ.
નથિ કાંઈ દેશમા વેપાર, ભારે દેશ તણો પણ ભાર,
શોભે શા ઉપર એ સાજ, એનો કયાસ કર યુવરાજ.
ઇભ સરખો અજા પર ભાર, લાધે કોય વણ વિચાર,
નભી શકશે કદિ પણ નાજ, એ માલુમ તને યુવરાજ."

આવા ત્હેમના મર્દાનગી ભર્યા ઉદ્દામ વિચારોને ત્હાના કેટલાક સ્વદેશ હિતૈષી તરફથી પોષણ મળ્યુ. તેથી ત્હેમનામા સ્વદેશ ભક્તિના અકુર

* અગ્રેજો.

ફૂટયા; અને તે પ્રસંગોપાત સ્વદેશ કીર્તિના કાવ્યો લખવા પ્રયત્ન કરવા લાગ્યા. આ વર્ષમા અમદાવાદમા સાબરમતી નદીમા ભારે રેલ આવવાથી શહેરમા ઘણે ઠેકાણે ઘરો વિગેરેને ભયકર નુકશાન થયુ હતું; અને તેવુજ નુકશાન કવિના એકાદ બે મકાનોને પણ થયુ હતુ. તેથી તથા મુબાઇમા ત્હેમની તબીયત નાદુરસ્ત રહેવાથી તે નોકરી છોડીને દીવાળી ઉપર અમદાવાદ આવ્યા, અને આહીજ નોકરીની તપાસ કરવા લાગ્યા. આ ભયકર રેલ વિષે ઉલ્લેખ કરતા ત્હેમણે 'પથ્થર ઉપર પાણી' નામની કહેવત ઉપર કાવ્ય લખતા લખ્યુ છે કે.—

"સાભ્રમતી શ્રીપુરમા કોપી, ગુસ્સે અધિક ભરાણી,
ફરી વળ્યા સહુ કોટજ કેરા, પથ્થર ઉપર પાણી."

આમ કવિતાની પ્રેરણાના પૂર તો કવિમા હતા જ, અને ત્હેમા પ્રજાજનો તરફથી ઉત્તેજનાનો યોગ થયો એટલે ત્હેમની કાવ્ય કળા અષ્ટમીના શશી સમી શોભવા લગી, અને ત્હેમાથી સ્વદેશ ભક્તિના ઓજમ્ પ્રકટયા. જે સમયે સન ૧૮૫૭ ના બળવા પછી મહારાણી વિકટોરીયાના ઢંઢેરાથી સમગ્ર દેશમા એવી તો શાન્તિ ફેલાઇ ગઇ હતી કે સ્વદેશ, સ્વદેશી કે સ્વરાજ્યનુ કોઈ વિરલ પુરુષો શિવાય નામ સ્મરણ પણ લઈ શકતું નહી ત્હેવા વિષમ સમયે આપણા યુવાન કવિના ઉછળતા લોહીમા એ ત્રણે શબ્દોનો રણકાર થઇ રહ્યો હતો, અને તે ત્હેમની કવિતામા યે પાગર્યો હતો.

સ્વદેશ ભક્તિની આ ભભૂતીના જ્વાળમા ત્હેમણે તરતજ 'સ્વદેશ કારીગરી' નામક લાબુ કાવ્ય લખ્યુ, અને તે સવત્ ૧૯૩૨ ના ભાદરવા વદ ૯ ને મગળવારે દિ. બ અબાલાલ સાકરલાલના પ્રમુખપણા નીચે હિમાભાઇ ઇન્સ્ટીટયૂટમા જાહેર સભા સમક્ષ વાચ્યુ હતું. ત્હેમાં.—

"આર્ય ભૂમિની અગત્ય, બીજા દેશોને પડતી;
તે શું માગે ભીખ, અન્ય આગળ જઈ રડતી.

*          *          *          *          *          *

ચીજો છે વિદેશી સહુ એ ઠગારી, ન લેશો જતાં જીવ છે અર્જ મ્હારી;
હવે હુ રહ્યો આખરે એથિ હારી, વિલાતી ચીજ વીર લેજો વિચારી.

*          *          *          *          *          *

જંગલ જાવે સમજે ન મને, જંગલિમાં પોતે કાઢે તમને,
'જંગાલ ખાઉં જો હોય કને, બસ બંધ કરો,
પરદેશિ ચિજ વાપરવી દેશી તમે.

* * * * * *

જુવો આગગાડીના જેવો સુધારો,
યુરોપનો જાય છે કરતો ઘસારો,
અવર ભારખાનાનો ભારે ખટારો

( તથા )

લુંટારા તો લગભગ મંદિરે આવ્યા,
હવે કદી એમને જો ન અડાવ્યા,
ખચિત સાંસા પડશે તમોને તો ખાવા,
સ્વદેશી, કમર કસી મચો કેવા !
દેશી કારીગરીને ઉત્તેજન દેવા.

* * * * * *

જ્યારે અન્ય વર્ણનું ખાઇ વટલઇએ
તો શું અન્ય માલ લઈ ન અભડઈએ."

વિગેરે સ્વદેશી કારીગરીના ઉત્તેજનાર્થે તથા પરદેશી માલનો બહિષ્કાર કરવા વિષેના ત્હેમના અન્તિમ ઉદ્દગારો સાંભળીને એ સ્વદેશપ્રેમી વિદ્વાન પ્રમુખ સાહેબ અને અન્ય સભાજનો ઘણા પ્રસન્ન થયા હતા; અને તે વખતથી કવિ ઉપર પ્રમુખ સાહેબની પરમ કૃપા ઉતરી. આ સમયે દિ. બ. અંબાલાલભાઈ વડોદરા રાજ્યના નવસારી પ્રાન્તના ડીસ્ટ્રીકટ જજ્જ હતા. ત્હેમણે ત્હેમને પોતાના ખાતામા નોકરી અપાવવાની ઇચ્છા દર્શાવી; તેથી નોકરીના ઉમેદવાર કવિને આ સુયોગ ગમ્યો, અને કવિતાના સ્વચ્છન્દ વિહારી એ પક્ષીગજે નોકરીના પાંજરામા પૂરાવુ કબુલ કર્યું. ત્હેમણે સંવત્ ૧૯૩૩ ના વર્ષની શરુઆતમા અમદાવાદ છોડયુ, અને નવસારી પ્રાન્તના ન્યાય ખાતાની નોકરીમા જોડાયા. આ સમયે ત્હેમની ઉમ્મર આશરે પચ્ચીસ વર્ષની હતી.

વિદ્યા વિનોદી અમાલાલભાઇની છાયામાં રૂહીને કવિનું કવિત્વ અધિક જ્યાએ દીપવા લાગ્યુ, અને ત્હેમા સ્વદેશ ભક્તિના પૂરની ભરતી થઇ. એટલે ત્હેમાથી જે જમાનામા સરકાર સ્હામે અક્ષર પણ ન બોલી શકાય ત્હેવા ખોટી રાજ્યભક્તિના દાંભિક સમયે પરદેશી માલનો બહિષ્કાર સૂચવતા સરકાર તેમજ દેશીઓની ખરી સ્થીતિ ઉઘાડી પાડનારાં ' સ્વદેશ વાત્સલ્ય ' અને ' સ્વદેશ બધુનું કર્તવ્ય ' તથા ' સ્વરાજ્ય ભક્તિ ' અને ' રાજ્ય ધર્મ ' જેવા કવિ નર્મદ અને સ્વામી દયાનન્દની અસરોવાળા મર્મવેધી અને પ્રોત્સાહક કાવ્યો ત્હેમની નિડરતાના નમૂનારુપ અવતર્યા. આ કાવ્યોમા અન્તરના ઉભરા ઠાલવતા કવિએ લખ્યુ છે કેઃ--

"જે આર્ય ખડ઼ે અતિ કીર્તિ ધારી, તેની થઈ આ સ્થિતિ દુઃખકારી;
અને ચઢ્યા વાદર જે વિદેશી, સ્વદેશની દાઝ ધરો સ્વદેશી.
વિદ્યા કળા દેશ વિષે વધારો, સુચાલનો નિત્ય કરો સુધારો;
પ્રભા વધે દેશ તણી પછે શી, સ્વદેશની દાઝ ધરો સ્વદેશી.

* * * * * * * *

જાતી તથા ધર્મ તણી જુદાઈ, સ્વદેશ બંધુ ગણશે ન કાંઈ;
સમાનતા સર્વ થકી સજે છે, સ્વદેશ બધુ તણું કામ એ છે.
કા હિંદુ પારશિ દીન ધારી, સ્વદેશના વાસિ પુરૂષ નારી;
તે બ્હેન ભાઇ સરખાં ગણે છે; સ્વદેશ બધુ તણું કામ એ છે.

* * * * * * * *

જો સ્પાર્ટનોએજ સ્વદેશ માટે, ખોયા સ્વશીરો ન ગણ્યો ઉચાટે;
હરાવિયા દુષ્ટ રિપુ હજારો, સ્વરાજ્ય ભક્તી સજનો સ્વિકારો.
કાયા વિષે પ્રાણ પ્રધાન શોભે, વાડી વિષે પુષ્પ અનુપ ઓપે;
સુરાજ્યમા એમ નરેશ યારો, સ્વરાજ્ય ભક્તી સજનો સ્વિકારો."

સ્વદેશાભિમાનથી ઉભરાતા આવા સુન્દર કાવ્યોથી એ સ્વદેશપ્રેમી સાક્ષર અમાલાલભાઇ કવિ ઉપર અતિ પ્રસન્ન રૂહેતા, અને ત્હેમની કાવ્ય શક્તિ વિશેષ ખીલે તે માટે પ્રત્યેક પ્રકારે અનુકૂળતા કરી આપતા. જ્યહારે કાંઈ કોઇ પ્રસગે ત્હેમને વડોદરે જવાનુ થતુ ત્યહારે તે ત્હેમને પોતાની

સાથે લઈ જતા, અને પોતાના સ્નેહીઓમા ત્હેમની ઓળખાણ કરાવતા તથા ત્હેમની કવિતાના ભારે વખાણ કરતા. ગૂજરાતના સાહિત્ય યુગના એ આદ્ય કવિ પ્રેમાનન્દની ભૂમિમાં ત્હેનાજ ભક્ત કવિને કવિતાના અવનવા સ્ફુરણ થતા, અને ત્હ્યા તેમજ નવસારીમા તે પ્રસગોપાત સાહિત્ય અને સમાજ સુધારણા વિષે કવિતામા વ્યાખ્યાનો આપતા તેથી ત્હેમને કેટલાક સાહિત્ય પ્રેમી સજ્જનો સાથે સમાગમ થયો હતો, અને ત્હેમા કેટલાક દક્ષણી ગૃહસ્થો પણ હતા, ત્હેમની પાસેથી ત્હેમણે મરાઠી સાહિત્યનો ઠીક ઠીક અભ્યાસ કર્યો હતો

જેના અગે અગમા કવિતાનીજ ધુન હતી ત્હેવા આપણા કવિ દિવાન બહાદૂર સાથેનો સુયોગ ધન્ય કરવાનુ ભૂ ઽ । નકી માનુ અને સુગન્ધ મળે તો કઇ ઓરજ ખીલાવ થાય ત્હેવી રીતે બુલાખીરામ અને અબાલાલ-ભાઇના સબંધથી ત્હેમના કવિ જીવનનો વિકાસ પણ અધિક થવા લાગ્યો કવિની કલ્પનાને એ સ્વદેશપ્રેમી સાક્ષરની પ્રેરણા અને પ્રોત્સાહન મળ્યા તેથી જેમ વસન્ત કાળે, આમા ડાળે મ્હોરઆવી કોયલના ટહુકારથી ઉપ-વનની શોભામા વૃદ્ધિ થાય છે, ત્હેવી રીતે ગૂજરાતી સાહિત્ય ક્ષેત્રમા પણ બેસતી વસન્તે 'ધીર વિનોદ,' 'કલમ છત્રીશી,' 'ઉપદેશ બત્રીશી,' અને ઇશ્વર સ્તુતિ' આદિ મનોહારી કાવ્યો એ કવિ કોકીલે ટહુકારીને ત્હેની શોભામા વૃદ્ધિ કરી છે ત્હેમણે આ રસવન્તા સુબોધક કાવ્યો જૂદા જૂદા વર્તમાન પત્રો અને માસિકોમા પ્રગટ કર્યા હતા તેથી કવિઓ, લે-ખકો અને કવિતાના બીજા રસિક ગૃહસ્થોમા ત્હેમની કીર્તિ ગવાઇ હતી, અને આવા સુન્દર કાવ્યો લખવા જેટલી ત્હેમની વિકાસ પામતી કાવ્ય શક્તિથી પ્રસન્ન થઇને કોઇક સ્નેહીએ ત્હેમને પ્રશ્ન કર્યો હતો કે ત્હમારી કવિતામા આટલી મીઠાશ ક્હાથી આવી? ત્હેના પ્રત્યુત્તરમા પોતાના ઉપ-કારક પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવતા કવિએ કહ્યુ હતુ કે –

"સાકર સમીપ કોઇ રહે કશી વસ્તુ જ્યારે,
ત્યારે તે મીઠાશ વાળી પલકમા થાય છે,
પાશેલી જે ચીજ હોય તે થકી પેદાશ તણી,
ચીજ તણો પરિમળ પૃથ્વીમા પકાય છે.
સાકરલાલના સુત ત્યારે ખુદ જે કહાવે,
એમની મીઠાશમા શું પૂછવુ મનાય છે,

**એમના પ્રસંગમાં બુલાખીરામ અષ્ટ યામ,**
**વસ્યો તેથી કાવ્ય વાણી તેવી વખણાય છે."**

ડહાપણના સાગરરૂપ એક સ્વદેશપ્રેમી સાક્ષર અને બીજા કવિતાના મહારાજ્યમા સ્વદેશ ભક્તિના જોમથી મ્હાલનાર યુવાન કવિનો સુયોગ આમ પૂરો જામતો હતો, ત્હેવામાજ દિ. બ. અમાલાલભાઇની બદલી વરિષ્ઠ કોર્ટના ન્યાયાધીશ તરીકે વડોદરે થઇ. તેથી ત્હેમની જગ્યાએ કવિના શુભેચ્છક રા. બ ગોપાળરાવ હરિ દેશમુખના કુટુમ્બી શ્રીયુત્ કૃષ્ણરાવ ગોપાળ દેશમુખની નવસારી પ્રાન્તના ન્યાયાધીશ તરીકે બદલી થઇ. તે સમયે ત્યહાની કચેરીમા વડોદરા રાજ્યમા અત્યહારે પણ બને છે તેમ ગૂજરાતીઓ અને દક્ષણીઓનો પક્ષવાદ હતો; અને કૃષ્ણરાવ સ્વભાવે સ્હેજ મોળીલા તથા કાચા કાનના હતા, એટલે સ્વાભાવિક રીતે દક્ષણી પક્ષ વધારે જોર પર આવ્યો. આપણા કવિ તો સ્વભાવે નિસ્પૃહ અને કવિતાની મસ્તીમા તલ્લીન રૂહેતા હોવાથી સરકારી નોકરી માટે ખુશામત કરવાની જે લાયકાત જોઇએ તે ત્હેમનામા ન્હોતી તેથી કચેરીનુ દક્ષણી મડળ ત્હેમના ઉપર નારાજ રૂહેતુ, અને ત્હેમના કામ વિષે કૃષ્ણરાવને વાર વાર ફરિયાદ કરતુ ન્યાયાસને વિરાજતા એ ન્યાયાધિશ સાહેબના કાનમા કવિ વિરુદ્ધ એટલે સુધી ઝેર રેડવામા આવતુ કે તે કોઇપણ જાતના ન્યાયની તરખટમા ન પડતા કવિના કામની ફરિયાદ આગળ ધરીને ત્હેમના ઉપર હમ્મેશા ગુસ્સે રૂહેવા લાગ્યા, અને ત્હેમને અનેક પ્રકારે અગવડ આપવા લાગ્યા. આવી વિષમ સ્થીતિમા કવિને નોકરી કરવી અસહ્ય થઇ પડી, અને તે મનમા બહુ મુઝાવા લાગ્યા તેથી ત્હેમણે પોતાના શુભેચ્છક શ્રીયુત્ ગોપાળરાવને અમદાવાદ પત્ર લખ્યુ, અને ત્હેમા પોતાની સ્થીતિ વર્ણવી કૃષ્ણરાવ ઉપર ભલામણ પત્ર લખવા ત્હેમને વિનતિ કરી આથી સાહિત્યના ઉપાસક શ્રીયુત્ ગોપાળરાવને કવિની સ્થીતિ વિષે ભારે દુ ખ થયુ. ત્હેમણે તરતજ કૃષ્ણરાવ ઉપર ભલામણ પત્ર લખ્યુ, અને ત્હેમા એટલે સુધી સૂચના કરી કે કવિને તે ત્હેમના જેવાજ ગણે. આ પત્રથી કૃષ્ણરાવને માઠુ તો લાગ્યુ, પરન્તુ ગોપાળરાવ જેવા મુરબ્બીનુ માન રાખવાને ત્હેમણે કવિને કાઇક સગવડ કરી આપી. જ્યહા બધે પક્ષપાતનુજ વાતાવરણ છવાઇ રૂહ્યુ હોય ત્યહા કૃષ્ણરાવ જેવાના કમનની નજીવી સગવડથી શો લાભ થાય? એથી ઉલ્ટા પ્રતિપક્ષીઓના દ્વેષનો ધૂધવાતો અગ્નિ પ્રજ્વ-

લિત થવા લાગ્યો, અને કવિના નશીબે તો એની એ વિષમ સ્થીતિ ચાલુજ રહી. એક દિવસે જજ્જ સાહેબ કૃષ્ણરાવે કવિને કુશળ સમાચાર પૂછતાં કહ્યું કે:—" કેમ ! બુલાખી ! હવે તો ફાવે છે ને ? " ત્હેના પ્રત્યુત્તરમાં પોતાના હમ્મેશના નિડર સ્વભાવ મુજબ કવિએ જરાયે આંચકો ખાધા વિના કવિત્વ શૈલીમા સ્પષ્ટપણે કહી દીધુ કે —" કૃષ્ણ પક્ષમા ઉજેશની શી આશ ? " આથી કૃષ્ણરાવને પોતાનુ ભારે અપમાન થતું લાગ્યુ, અને તે દિવસથી તે ત્હેમના ઉપર ઘણાજ અપ્રસન્ન રહેવા લાગ્યા. આ ખીજ-વાટના પરિણામે ત્હેમણે કવિની કઠોર તાલુકાની મુન્સફ કચેરીમા બદલી કરી. તે સમયે કઠોર કસ્બાના કચેરી મ ડળની કઠોરતા વિષે કવિને પ્હે-લેથીજ ખબર હતી. તેથી નવસારીમા જમાવેલુ મિત્ર મ ડળ છોડીને ત્હેમને કઠોર જતા ભારે આઘાત થયો હોય એમ જણાય છે; કારણ કે ત્યહા જતી વખતે ત્હેમણે પોતાના શુભેચ્છક રા. બ. ગોપાળરાવને પોતાની બદલી વિષે અમદાવાદ પત્ર લખતા લખ્યુ હતુ કે —

"કઠોર જે ન થતો કદી, તે કવિ પડયો કઠોર;
કઠોર જનમા કયમ ટકે, કીધો બેશક ઠોર."

આમ કચવાતા મને કવિ સંવત્ ૧૯૩૪ ની સાલની આખરમા આ-શરે સત્તાવીસ વર્ષની ઉમ્મરે નવસારી છોડી કઠોર ગયા. ત્યહા પણ ત્હેમને નવસારીની માફક કેટલીક કઠોરતાનો અનુભવ થયો હતો. કોમળ કવિ હૃ-દયને તેથી ભારે આઘાત પ્હોચતો, અને કચેરીઓના પ્રપ ચોથી ત્હેમનુ મન ઘણીવાર મુઝાઈ જતું. આવી મુ ઝવણમા પણ ત્હેમની કાવ્ય પ્રતિભાને ઝાખપ ન લાગે તે માટે વિધિએ પ્રથમથીજ સાનુકૂળતા કરી રાખી હતી તે સમયે ત્હેમના સ્નેહી રા. ગણપતરામ અધ્યારુ કઠોરમાજ ગૂજરાતી નિશાળના મ્હેતાજી તરીકે નોકરી કરતા હતા. ત્યહા ત્હેમની કાર્યદક્ષતા અને મિલનસાર સ્વભાવને લીધે લોકોમા સારી પ્રતિષ્ઠા પડી હતી. તેથી કેટલાક રસિક ગૃહસ્થોનુ એક મિત્ર મ ડળ પણ તે જમાવી શકયા હતા મિત્રની આ પ્રતિષ્ઠાનો લાભ આપણા કવિને યે પોતાની કાવ્ય પ્રતિભા વિકસાવવાને અને મનની મુઝ-વણ મોકળી કરવાને ફાવદાયી નિવડયો. તેથી ત્હેમણે એ વિધિનો અને મિ-ત્રનો ઉપકાર માનતા લખ્યુ છે કે --

"કયાં કઠોર ને કયાં કવિ, કયાં ત્યાં તુજ મુકામ;
પૂર્વ સબધે પ્રીત થઈ, ગુણીયલ ગણપતરામ."

આમ ગુણીયલ મિત્રના ગુણ ગાતાં એ ગુણજ્ઞ કવિએ પોતાના ઉપકારકો પ્રત્યેનુ ઋણ ટાળવા પ્રયત્ન કર્યો છે. આવી ગુણજ્ઞ વૃત્તિ ત્હેમના જન્મની સાથેજ જન્મી હતી, અને કવિતા પ્રતાપે તે અતિશય વિકાસ પામી ત્હેમના ઉદાર ચરિત્ જીવનની શોભારૂપ થઇ પડી હતી.

રત્નને વગર ઓપ આપ્યે પણ તે સ્વય ઝળકીજ ઉઠે છે, તેમ કવિ પણ એ રસિક ગૃહસ્થોમા પોતાની કાવ્યશક્તિના પ્રતાપે ઝળકી ઉઠયા; અને એ કઠોર પત્થરની વેળુ કણિકામાથી કઇ કઇ મણિ કણિકાઓ જન્માવી ત્હેમને દીપ્તિ આપવા લાગ્યા. તેથી ત્હેમની કીર્તિ સર્વત્ર ગવાવા લાગી, અને તે કેટલાકના પૂજ્ય અને પ્રેરક થઈ પડયા. આ મિત્ર પ્રતાપે કઠોરમા પણ કોમળતા પમરાવતા કવિએ પોતાની શકિત અને કીર્તિ વિકાસનુ માન એ મિત્ર રત્નને આપતા ગાયુ છે કે:—

"હેતુ હરેક હારજ તણો, ફોકટ ન મળે ફંદ;
આરાધુ અહરનિશ તને, ગણપત હરગોવદ."

આવી રીતે મિત્રની આરાધનામા તલ્લીન થયેલા કવિની કોમળતા કચેરીના એ કઠોર પ્રપચોથી ચીરાઈને ચૂરેચૂરા તો ન થઇ, પરન્તુ સ્ફાટિક મણિની પેઠે ત્હેણે લોહમાથી યે કુન્દન કર્યાં, અને અરસિકોમાથી કાવ્ય દેવીના રસિકો પ્રકટાવ્યા.

કવિની વધતી જતી કીર્તિ અને નિસ્સ્પૃહ સ્વભાવ ત્ય્હાંના તેજદ્વેષી કચેરી મ ડળની આખ્યમા ખૂ ચ્યા. તેથી ત્હેમણે કવિની ભૂલ્યો શોધવા માડી, અને અનેક રીતે ત્હેમને હેરાન કરવાને કેડો લીધો. આપણા કવિ તો કવિતાના રાહમા એટલા તલ્લીન રહેતા કે વિરોધીઓ ત્હેમને માટે શો ઘાટ ઘડે છે ત્હેનો વિચાર કરવાની યે તે પરવા કરતા નહી. આવી ત્હેમની નિરપેક્ષ અને કવિતા પ્રત્યે એકતાન વૃત્તિથી કોઇ કોઇવાર કચેરીના કામ તરફ તે પૂરતું લક્ષ આપી શકતા નહી; તેથી ત્હેમનાથી કેટલીક ભૂલ્યો થતી ત્હેનો લાભ લઇને કચેરીના શિરસ્તદારે ત્હેમના વિરુદ્ધ મુન્સફ સાહેબ આગળ ઘણી ફરિયાદ કરી, અને ત્હેમને ભારે ઠપકો અપાવ્યો. ત્હોપણ ત્હેમના વર્તનમા કાઇજ ફેરફાર થયો નહી. તેથી મુન્સફ સાહેબે ત્હેમના વિરુદ્ધ પોતાના ઉપરી અમલદાર નવસારીના જજ્જ સાહેબને લખાણ કર્યું.

આ અરસામાજ એટલે સંવત્ ૧૯૩૫ ની સાલમાં અમદાવાદમાં 'શ્રી ઔદીચ્ય હિતેચ્છુ સભા'એ કવિની પ્રેરણાના પરિણામરુપ "ઔદીચ્ય હિતેચ્છુ" નામનું માસિક જ્ઞાતિ સુધારણા અર્થે પ્રકટ કરવાનો નિશ્ચય કર્યો; અને સુરત જીલ્લાના જ્ઞાતિ ભાઇઓને ત્હેના ગ્રાહક થવાનુ સ્હમજાવવા વિષે રા. બુલાખીરામને તથા રા. ગણપતરામને ફરમાવવામા આવ્યુ. આ ફરમાનને શિરસાવદ્ય ગણીને તે બન્ને મિત્રો પ્રસંગોપાત રજા લઇને સુરત જીલ્લાના જ્ઞાતિની વસ્તીવાળા ગામોમા ફરવા લાગ્યા, અને ગામે ગામના જ્ઞાતિ ભાઇઓને જ્ઞાતિ પત્રના લાભ સ્હમજાવી ત્હેના ગ્રાહક થવા વિનવવા લાગ્યા. આવી રીતે ભારે પરિશ્રમ ઉઠાવીને તે બન્ને મિત્રોએ તે જીલ્લામાથી 'ઔદીચ્ય હિતેચ્છુ' પત્રના ઘણા ગ્રાહકો મેળવી આપ્યા; અને સભા પ્રત્યેની પોતાની ફરજ સપૂર્ણ રીતે અદા કરવાને હમ્મેશા ઉધુક્ત ર્‌હેવા લાગ્યા. આહીથી આપણા કવિ પોતાના માનીતા આ નવિન પત્રમા પ્રસંગોપાત બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય, વરવિક્રય, કજોડા, સાટા ત્રેખડા આદિ લગ્નની અનિષ્ટ રુઢીઓ અને અમદાવાદની પોતાની જ્ઞાતિની દયાજનક ભોજન રીતિ, તથા જ્ઞાતિજનોની દુષ્ટ વ્યસનોથી થતી અધોગતિ અને ત્હેવાજ બીજા સામાજિક વિષયો ઉપર સચોટ શૈલીમા કકળતા અન્ત કરણે ઘણી કવિતાઓ લખતા. આટલા વર્ષો પછી પણ 'શ્રી ઉદીચ્ય બ્રહ્મસમાજ' જ્ઞાતિ સુધારણાના જે જે પ્રશ્નો ઉકેલવાને આજે યે માત્ર ચર્ચાજ કરી રૂહી છે, ને તે કૂટ પ્રશ્નો વિષે આપણા કવિએ પોતાના જમાનામાજ તે પત્રદ્વારા ભારે ઉહાપોહ કર્યો હતો આથી જણાય છે કે ત્હેમની વિચાર શક્તિ અને જ્ઞાતિ દાઝ વધારે પ્રોજ્જ્વળ હતા

આ રીતે કવિને નોકરીમાથી વાર વાર રજા લેઇને બ્હાર ગામ જવુ પડવાથી તથા માસિકના અને કવિતાના કામમા ત્હેમનુ મન વધારે રોકાયલું ર્‌હેવાથી સ્વાભાવિક રીતે ત્હેમનાથી કચેરીનુ કામ જોઇએ ત્હેવું સારુ થઈ શકતું નહી. તેથી ત્હેમના વિષે ઘણી કડવી ફરિયાદો થવા લાગી; અને છેવટે નવસારીથી જજ્જ સાહેબ શ્રીયુત્ કૃષ્ણરાવ કઠોરની મુન્સફ કચેરી તપાસવાના નિમિત્તે ત્હા ગયા. તે વખતે જાણે પોતે કાઇજ જાણતા નથી ત્હેવુ ડાવકુ મ્હો રાખીને ત્હેમણે કવિને પૂછ્યુ કે-"કેમ ' બુલાખી ' આહી તો ફાવે છે ને ?" નિસ્સ્પૃહ હૃદયના કવિને આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપતા જરાયે સકોચ થયો નહી. ત્હેમણે તત્તજ ક્હી દીધુ કે-"કોમળ મનના કવિને તે કઠોરમા કયમ રુચે ?" આ પ્રત્યુત્તરના સમર્થનમા ત્હે-

મણે ત્હાંની બધી પરિસ્થીતિનું જજ્જ સાહેબ સમક્ષ વર્ણન કર્યું; પરન્તુ જ્યહાં પક્ષવાદનુ ઘોડાપુર આવ્યુ હોય ત્યહા કવિ જેવા એકાદ આરાનું શુ ગજૂ ? કૃષ્ણરાવે કવિના વિરુદ્ધ પક્ષની ફરિયાદ તો પ્હેલેથી જાણીજ હતી એટલે તે વિષે ત્હેમને વધારે ઉંડાણમા ઉતરવાની જરૂર જણાઈ નહી. ત્હેમણે તરતજ ત્હેમની બદલી કરવા વિષે કારકુનને ટિપ્પણ કરવા ફરમાવ્યુ, અને ત્હાથી પોતાનો મુકામ ઉપાડયો.

ન્યાયખાતાની નોકરીમા કવિને આવી રીતે ઘણી અગવડો નડવા લાગી, અને તેથી તે કેટલીકવાર મુઝાઇ જતા ત્હેમની આ મુઝવણમાં ત્હેમના મિત્ર રા. ગણપતરામ ત્હેમને ઘણુજ પ્રોત્સાહન આપતા; અને તે ખાતામાથી ત્હેમની બદલી બીજા ખાતામા કરાવવા માટે પ્રયત્ન કરતા હતા. ત્હેવામા અમદાવાદના વતની અને કવિના સસરા રા. હરિભાઇના સ્નેહી તથા સાહિત્ય વિલાસી રા. બ ત્ર્યબકરાય વૃજરાયની નવસારી પ્રાન્તના સુબા તરીકે નિમણુક થઇ હતી. ત્હેમના ઉપર વડોદરેથી રા. બ. લાલજીભાઇએ કવિની બદલી ત્હેમના ખાતામા કરવા વિષે ભલામણ પત્ર લખ્યુ હતુ. તેથી ત્હેમણે પોતાના સ્નેહીના જમાઇ અને કવિતાના ઉપાસક ખુશાલખીરામને ન્યાય ખાતામાથી મુલ્કી ખાતામા પોતાની પાસે નવસારી મુકામે લીધા આ અનુકૂળતાથી કવિની બધી ઉપાધિ ટળી અને કાવ્ય પ્રવૃતિમા ત્હેમનુ મન ચ્હોટયુ. આ સાહિત્ય રસિક સુબાની છાયામા રહીને ત્હેમણે કેટલીક ‘શ્લેષાર્થ કવિતા, કાવ્ય તર્ક ચાતુરી, તર્ક વિનોદ, તથા વાણી વિનોદ’ આદિ રસાલ કારવાળા પ્રતિભાપૂર્ણ કાવ્યો લખ્યા હતાં. આવા એક કાવ્યના શ્લેષાર્થમા એ ગુણજ્ઞ કવિએ પોતાના ઉપકારક શ્રીયુત્ ત્ર્યબકરાયને શંકર ભગવાન્ સાથે સરખાવતા દ્વીઅર્થી શ્લોકમાં વર્ણવ્યુ છે કે:-

“જયા ગિરિજાહર જોર તો જરૂર છે, પ્રીતી સદા નંદીથી,
સ્નેહથીજ કદા પિશાચ ન તજે, છે વિજઈ કહો કથી;
નાગર ને પ્રીતિ નાગ મંડળ વિષે, ધારે વિભૂતી સદા,
ત્ર્યંબક એ કનકાભુષીત કવિની, સંહારજો આપદા”

આવા શક્તિશાળી સુબાની શીળી છાયા નીચે આપણા કવિ રત્નનો પ્રકાશ દિન પ્રતિ દિન વધતો જતો હતો, ત્હેવામા એ ગુણીયલ સુબા સાહેબની બદલી વડોદરે થઇ, અને ત્હેમની જગ્યાએ શ્રીયુત્ ગણેશ સખારામ

શાસ્ત્રી નામના દક્ષણી ગૃહસ્થની નિમણુક થઈ. એટલે પાછું દક્ષણી મંડળ જોર પર આવ્યું, અને પક્ષવાદનુ જોર વધ્યુ. એ જોર દિન પ્રતિ દિન એટલે સુધી વધતું ચાલ્યુ કે કચેરીનો ચિટ્નીસ કવિ સારૂં કામ કરતા નથી, તે કચેરીમા મોડા આવે છે વિગેરે ઘણી ફરિયાદો ત્હેમની વિરુદ્ધ સુબા સાહેબ આગળ કરવા લાગ્યો; અને ત્હેમના કાન એટલે સુધી ભંભેર્યા કે તે હમેશા કવિ ઉપર ગુસ્સેજ રહેતા. એક વખતે કવિએ ત્હેમને પોતાની બધી હકીકત સાભળવા વિનતિ કરી, પરન્તુ તે વિષે કાંઈપણ લક્ષ ન આપતા ઉલ્ટુ ત્હેમણે કવિને કહ્યુ કે–"**तुला पाहु माला ज्वर येतो**" એ. ટલે "ત્હને જોઇને મ્હને તાવ આવે છે" વિગેરે તિરસ્કાર ભર્યા વાકય કહી ત્હેમને ધુતકારી કહાડયા. આ અપમાનથી એ નિસ્પૃહ કવિનો પૂણ્ય પ્રકોપ ફાટી નિકળ્યો, અને ત્હેમની ત્રિશુળ ધારીણી વાગિશ્વરીમાથી તરતજ

"ગુર્જરની ગણુના ન કરી, ધર્યો અધિક તેં દ્વેષ;
ઘટે ચોળવી ચોગણી, ગણેશ તું પરમેશ."

ની ટૂંક નિકળી પડી ત્હેના ત્હેમણે સુબા સાહેબને ત્રણ રીતે અર્થ કરી બતાવ્યા; અને પક્ષપાતી ન થવા વિષે ઉપદેશ આપી અગ્નિ શિખા જેટલુ પોતાનુ વ્યક્તિ સ્વાતંત્ર્ય પ્રોજ્જ્વળ પ્રકાશ્યુ આ ટૂંકની પૂર્તિરૂપે પાછળથી ત્હેમણે 'ગણેશ તુ પરમેશ' નામક પાદપૂર્તિવાળુ ગણપતિ સ્તુતિનું કાવ્ય લખ્યુ હતુ, અને તે કાવ્ય–કૌસ્તુભના પ્રથમ ભાગમા 'કથન બોધ બત્રીશી'વાળા શિર્ષક નીચે પ્રકટ કર્યું છે

કવિના આવા નિડર વચનથી અપમાન માની શ્રીયુત્ ગણેશરાવ સુબાએ ત્હેમની બદલી મહુવા તાલુકાની વહીવટદાર કચેરીમા કરી. તેથી તે સવત્ ૧૯૩૬ ના વર્ષની આખરમા ત્યહા ગયા આહી પણુ ત્હેમને કવિતાના કેટલાક પૂજારીઓ મળ્યા, અને ત્યહાંની કચેરીમા યે ત્હેમને ખાસ પ્રતિકૂળતા ન નડવાથી ત્હેમની કાવ્યશક્તિના વિકાસને વધારે સુયોગ પ્રાપ્ત થયો. વળી આ અરસામા ત્હેમની કવિતાના પરિક્ષક અને ત્હેમનુ સદાયે શુભ ઇચ્છનાર અમદાવાદના સબ જજ્જ અને પેટલાદ નિવાસી શ્રીયુત્ મણિભાઇ જસભાઇ વડોદરા રાજ્યની નોકરીમા જોડાયા હતા તેથી પણુ ત્હેમને આડકતરી રીતે ભારે અનુકૂળતા મળી ગઈ. આ અનુકૂળ અવસરે ત્હેમણે શ્લેષાર્થ અને વ્યંજનાર્થવાળી પાદપૂર્તિની નમુનેદાર ઘણી કવિ

તાઓ લખી હતી; છતા તે વિષયમા બીજા કવિઓ કરતાં પોતે અગાઉ છે એમ જણાતા છેવટે ત્હેમણે લખ્યુ છે કેઃ—

"કવિ કાળીદાસે, રચિત પુરતી કેશવ કવી;
ભલી ગંગે ભાટે, સરસ પુરતી શામળ નવી;
રસે અર્થે એવી, રસિક રચવાની મતિ નથી;
યથાશક્તિ આજે કથન તણી મેં પૂરતી કથી."

વળી આ ઉપરાન્ત ત્હેમણે 'છબીલી', 'ભૂગદત્ત' અને 'શ્રૃંગાર લતિકા' આદિ ગૂજરાતી અને વ્રજભાષાના કાવ્યો લખ્યા હતા; અને કેટલીકવાર જ્હારે તે વડોદરે જતા ત્હારે પોતાના શુભેચ્છક શ્રીયુત્ મણિભાઇને વંચાવતા અને ત્હેમની સૂચના પ્રમાણે યોગ્ય સુધારો કરતા. કવિતાના આત્મારુપ રસથી ઉભરાતા આ કાવ્યો વાચીને શ્રીયુત્ મણિભાઈ ત્હેમના ઉપર ઘણાજ પ્રસન્ન થતા, અને પોતાના સહયોગી અધિકારી મંડળમા ત્હેમના ભારે વખાણ કરતા, તથા અગત્ મિત્રોને ત્હેમના પ્રત્યે રૂ્હેમ નજર રાખવા કહેતા. આવી રીતે કવિની કાવ્ય પ્રવૃતિને વેગ આપીને વડોદરા રાજ્યની નોકરીમા થોડો સમય ગાળ્યા પછી તેઓશ્રી ભૂજ દરબાર મહારાજા રાવની આજ્ઞાથી કચ્છ ભૂજના દિવાનની માનવતી પદી શોભાવવાને ભૂજ ગયા. પોતાના શુભેચ્છક આમ એકાએક વડોદરા રાજ્યની નોકરી છોડીને ભૂજ દરબારની નોકરી કરવા ગયા, તેથી કવિને આનન્દ સાથે ક્ષોભ પણ થયો હોય એમ જણાય છે, કારણ કે ત્હેમણે લખ્યુ છે કેઃ—

"પાણીદાર પ્રતાપિ પદમા, મોઘો મહા મૂલમા,
વિખ્યાતી વજને વિશેષ, ન બીજો તેજસ્વિ તે તૂલ્યમાં;
પાકયો તે મણિ પેટલાદ પુરમા, પ્રીછી પરિક્ષા કરી,
ચાહયો ભૂજ ઝવેરિ લે ઝપટમા, શ્રીમંતને છેતરી."

આ અરસામાજ એટલે સંવત્ ૧૯૩૭ ની સાલની શરૂઆતમા નવસારી પ્રાન્તના સુબા સાહેબ ગણેશરાવની બદલી થઈ અને ત્હેમની જગ્યાએ કવિના શુભેચ્છક રા. બ. ગોપાળરાવના પુત્ર રા. રામચન્દ્રની નિમણૂક થઈ. આ ફેર બદલીથી તો કવિને અણધાર્યો સુયોગ પ્રાપ્ત થયો; અને ત્હેમના કવિતાના કોડ દિન પ્રતિદિન વધવા લાગ્યા. આ નવિન સુબા સાહેબ શુ-

મચન્દ્ર સ્વભાવે આનન્દી, ન્યાયદર્શી અને નિરભિમાની હતા. ત્હેમનો પોતાના પિતાની માફક કળા અને સાહિત્ય પ્રત્યે ઘણોજ અનુરાગ હતો. એટલે ત્હેમણે પણ પિતાના કૃપાપાત્ર કવિને સત્કાર્યા, અને પોતાના અધિકાર નીચે એ કવિ રત્નને પૂર્ણપણે પ્રકાશવાને યોગ્ય અનુકૂળતા કરી આપી. તે ત્હેમને મહુવાથી ઘણીવાર નવસારી બોલાવતા, અને પોતાના ઘરના માણસ પેઠે ત્હેમની સાથે વર્તન રાખતા, તથા કાવ્યાનન્દ ભોગવતા તેથી ત્હેમની સાથે કવિનો ઘરોબો એટલો બધો વધી પડયો કે તે ત્હેમને વિનોદમાં માત્ર 'રામભાઉજ' કહેતા. આ બન્ને રસિક ગૃહસ્થો વચ્ચે કાવ્યાનન્દની એટલી રમઝટ થતી કે કોણ અધિકારી અને કોણ હાથ નીચેનો છે એ ભેદભાવજ વદન ભૂલાઇ જવાતો.

આવા ધન્ય અવસરે રાજકોટ ટ્રેઇનીંગ કૉલેજના માનનીય પ્રિન્સિપાલ અને ગુજરાતની ગરબાવળીના પિતા તથા જાણીતા સાક્ષર શ્રીયુત નવલરામભાઈએ અને દલપતરામે કવિઓની યોગ્યતા વિષે ચર્ચા ચલાવી હતી, તથા નામધારી કવિઓ વિષે ઘણી કડવી ટીકા પણ કરી હતી, પરન્તુ તે ટીકા માત્ર પ્રાસંગિક જ હોવાથી તે વિષે એક લાંબુ કાવ્ય રચવાની સુબા સાહેબ રામચન્દ્રે કવિને સૂચના કરી તે ઉપરથી કવિએ બહુવિધ અલંકારથી રસપૂર્ણ શૈલીમા અર્થ ગૌરવના નમૂનારૂપ ' કાવ્ય ચર્ચા શતક ' નામક લાંબુ કાવ્ય મનહર છંદની મોહિની દાખવતી ૧૨૬ ટૂંકમા લખ્યુ હતુ. આ કાવ્યથી સુબા સાહેબ ત્હેમના ઉપર ઘણા પ્રસન્ન થયા હતા, અને ત્હેમને સારુ ઇનામ પણ આપ્યુ હતુ. ત્હેમા ત્હેમણે ભૂતકાળના ઇતિહાસમા કવિ અને કવિતાનુ અવલોકન કરી વર્તમાન કાળમા ઉભયની દીનદશા વિષે નિશ્વાસ નાખતા સ્મરણાલ કારમા ગાયુ છે કે—

"અકબર જેવા ઉમરાવ રે ! કયા આ સમય,
ગંગ જેવા કવિની કયા કીરતી ગવાઇ ગઇ,
પૃથીરાજ જેવા કયાં પ્રખ્યાત નૃપપતી ગયા,
ચંદ જેવા કવીની કયા ચાહના ચવાઇ ગઈ,
બીરબલ જેવા બહાદુર કયાં વજીર આજ,
કવિ બિહારીની કાવ્ય કેળી કયા કવાઇ ગઈ,

હાય ! હાય ! આર્ય દેશ તારી તે ભવાઈ આ શી ?!
ખુબી માત્ર કાવ્ય શાસ્ત્ર કેરી ક્યાં ખવાઈ ગઈ ?

ભોજ જેવો ભડ ભૂપ, આજ ક્યાં વિરાજમાન,
કાળીદાસ કવનની નુતન નવાઈ ગઈ;
રૂડા રખીદાસ જેવા રાજવી ક્યાં આજ ગયા,
શામળ જેવાની શુભ કીરતી છવાઇ ગઈ.
ક્યહા ઇન્દ્રજીત નૃપ, ક્યહા છે કેશવ કવિ,
ક્યહા ભૂપ શાહુ છટા ભૂખણુ છવાઈ ગઈ;
હાય ! હાય ! આર્ય દેશ ! તારી તે ભવાઇ આશી,
ખુબી માત્ર કાવ્ય શાસ્ત્ર કેરી ક્યા ખવાઈ ગઇ ?

મોઘી હતી માઘના વખતમા તું કાવ્ય મોટી,
કાળીદાસે કોડ થકી સારી ચાકરી-કરી;
જશ જગન્નાથરાયે તુજને અપાવ્યો સારો,
બાણુના સમીપ જય સિંધુ ઉતરી-તરી;
ભવભુતી હડી એણે ભૂષણુ સજાવ્યાં ભારે,
એમને બુલાખીરામ વ્હાલ વાવરી-વરી;
આર્ય દેશ માહ્ય આજ કોડીલી કવિતા કેમ,
કરડી નજર કરી વારૂ વિફરી-ફરી."

આવી રીતે કવિતાનું હારદ ગાઇને ત્હેની વિકળ દશા વિષે નિશ્વાસ મૂકતા સમાજ અને દેશના સ્તમ્ભરુપ પોતાની અને બીજી જ્ઞાતિઓમા તથા સરકાર અને રાજા રજવાડામા સંકરતા પાગરતી જોઇને ત્હેમણે ગાયુ છે કે: —

"રાણાએ તો રાખવા માડયા છે ઘેર રાશણોને
ઠાકોરે ઠરાવ્યું કામ, ચોરીને ઠગાઈનું;
રાજ હવે રચવા લાગ્યા ભવાઇ ભાવ થકી,
સરકારે લક્ષણુ ધર્યું છે લપટાઇનું,

ક્ષત્રિઓએ સાળ વણવાનું હવે શરૂ કર્યું
માડયું દરબારે કામ મોટી મુરખાઈનુ;
રાજા પદ પામ્યા અવદીચ દ્વીજ રાજ આજ–
ભાખો કયાંથી પાકે ભક્ષ હવે કવિ ભાઇનું.”

ત્હોપણુ આવી વિકળ દશાથી નિરાશ ન થતાં આશાના અમ્બોધિમા તણાઇને ગૂજરાતી કવિતા વિષે પોતાનો પક્ષપાત જાહેર કરતા કવિએ લખ્યુ છે કે —

“ગુજરાતી ગીરા રૂપી રૂડા ઉપવન માહ્ય
સુકવિતા રૂપી રૂડી હરણી બિરાજે છે;
નિરદ્દોષ નિપુણને નોતમ સ્વરૂપ તણી,
જેની કાન્તિ જોઈ અન્ય મૃગી લાજે છે,”

કવિતા પ્રત્યેની કવિની અનુપમ ભક્તિનુ આ રસિક અને અર્થગાભીર્યવાળુ કાવ્ય ત્હેમની કાવ્ય કળાના નમૂનારૂપ આજે યે કાવ્ય કૌસ્તુભના પ્રથમ ભાગમા આછોતરી રતાશથી દીપતા માણેક સમુ એ કૌસ્તુભ માળાની શોભાને વધારતું વિરાજે છે. આ કાવ્ય મણિ ઉપર વિસ્તારથી ટીકા લખીને વિવિધ પ્રમાણોદ્વારા પોતાનો મત વ્યક્ત કરવાના અને તે જૂદા પુસ્તકરુપે પ્રકટ કરવાના કવિને મન મનોરથ હતા, પરન્તુ એ ઉમેદ મનની મનમા રૂહી અને ટૂકા આયુષ્યની અવધોમા ત્હેમને ઉતાવળે દોડવુ પડયુ.

આ કાવ્ય લખાયા પછી તેજ વર્ષના અન્તમા કવિએ આશરે બે એક માસની લાંબી રજા લીધી, અને દક્ષિણમા સાતપૂડા, સિંહાદ્રિ અને અમરકટક તથા ઉત્તરમા પાવાગઢ અને આબુ વિગેરે કુદરતના કીર્તિસ્તમ્ભ સમા ગિરિરાજોના દર્શનાથે તે પ્રવાસે નિકળ્યા ત્હા ત્હેમણે મેઘ વૃષ્ટિનાં તાજા છાટણાથી છટાયલા કુદરતના અનેક અગોને બહુવિધ રીતે વિકસેલા જોયા, અને અનોખી રીતે ત્હેનો આનન્દ અનુભવ્યો દુનિયાના ઈતિહાસમા લખાયુ છે કે કુદરતે કવિતાને જન્માવી છે, અને કવિતાએ કુદરતને પોષી છે. એટલે કવિનાના આત્મારૂપ આપણા કવિ પણ કુદરતનુંજ બાળક

તા ત્હેમણે એ બહુરંગી કુદરતના મર્મ સ્હમજવા પ્રયત્ન કર્યો, અને નસારી મુકામે આવીને સંવત્ ૧૯૩૮ ના માગશર વદિ આઠમને બુધવારે સૃષ્ટિ સૌન્દર્ય ' નામક કાવ્યમા ત્હેના ગીત પણ ગાયા છે. કુદરતના સિયા કવિએ મેઘદૂત અને હંસદૂત જેવા સંસ્કૃત ભાષાના કાવ્ય મુકુટની લગી સમા સુન્દર કાવ્યોના કાવ્ય પ્રવાહને ઝીલીને ' સમુદ્ર વર્ણન ' વાળી .દરતની કવિતા ઉદ્દગાતા ગુરુ દલપતરામની પ્રેરણાથી વનશ્રી અને ગિરિ- રીની કીર્તિના ગાન, પદે પદે ઉપમા અલંકારથી ભરપૂર વસન્તતિલકાની ૧૨૯ ટૂંકમા એકજ ધારે ગાયા છે આ ગુરુ પ્રેરણાથી લખાયલા મધુર .ાવ્યના અન્ત ભાગમા કવિ લખે છે કે-

"જે ગૂજરાત તણી શુભ ગણાય ગાદી,
એ રાજનગ્ર મહીં વાસ વસુ અનાદી;
સેવિ શ્રીમન્ત તણું રાજ સ્વદેશી સારૂં,
નૌસારિમા નિવસિ વર્ણન કીધ ન્યારૂં.

* * * * * *

છે સત્ય દત્ત દલપત તણી પ્રસાદી,
આ સાદી કાવ્ય રચના રચી નિર્વિવાદી;
દ્વીવેદિ દ્વીજ અવદીચ ચકૂ તનુજે,
રંકે બુલાખી રચ્યું વર્ણન આ રમુજે"

આ સમયે કવિના હિતચિન્તક દિ. બ મણિભાઇ પોતાના વતન પેટલાદ આવ્યા હતા. ત્હેમના ઉપર કવિએ આ 'શૈલ શોભાનુ' વર્ણનાત્મક કાવ્ય અભિપ્રાયાર્થે મોકલ્યુ, અને ત્હેના અન્તભાગમા એ કાવ્યરુપી સોનેરી હારના લાયક ભોક્તા તો રા. મણિભાઇજ છે, માટે ત્હેમા એ મણિરત્ન જડાય તોજ ત્હેની શોભા વધે એવા અર્થવાળી વસન્તતિલકા વૃત્તમા બીજી કેટલીક કડીઓ ઉમેરી હતી સૃષ્ટિ સૌન્દર્યનુ આવુ સ્પષ્ટ અને રસપૂર્ણ વર્ણન વાચીને દિ. બ. મણિભાઇને કવિની વિકસતી કવિત્વ શક્તિ વિષે ભારે માન ઉત્પન્ન થયુ, અને ત્હેમણે ત્હેની કદર કરી ત્હેમને સારુ ઇનામ મોકલાવ્યુ; તથા તે કાવ્ય પ્રકટ કરવાની સૂચના કરી. આ સૂચના ધ્યાનમા લઈને ત્હેમણે ' કાવ્ય ચરચા શતક ' અને આ ' સૃષ્ટિ સૌન્દર્ય '

નામક કાવ્યો સવત્ ૧૯૩૪ ની સાલમા ' સ્વદેશ વત્સલ ' નામના માસિક પત્રમા પ્રસિદ્ધ કર્યા હતા. આ બન્ને કાવ્યો વાચીને ત્હેમના શુભેચ્છક રા. બ. લાલજીભાઇ અને ગૂજરાતના માનનીય વયોવૃદ્ધ સાક્ષર રા. બ. હર-ગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા તથા રા. છોટાલાલ નરભેરામ ભટ્ટ વિગેરે વિદ્વાનો ઘણાજ પ્રસન્ન થયા હતા, અને કેટલાકે તો ત્હેમના ઉપર મુબારક બાદીના પત્રો પણ લખ્યા હતા.

આ મહુવા તાલુકાની નોકરી દરમ્યાન કવિને કેટલાક ન્હાના ઠાકોરો અને બીજા રજપૂતો સાથે સહવાસ થયો હતો તેથી ત્હેમની પરાધીન અને નિર્માલ્ય સ્થીતિ અવલોકીને ત્હેમના પ્રત્યે ત્હેમને ઘણી દયા છૂટતી, અને ત્હેના પરિણામે ત્હેમણે ' રણક્ષેત્ર,' ' રણધીરા રજપૂત,' ' વીર સ્વરૂપ ' આદિ પ્રાસ્તાવિક કાવ્યો ભૂજગી અને હરિગીત વિગેરે છદની હલકમા ગાયા હતા. વળી આ સમયાજ કવિને ઘણા સાહિત્ય રસિક સજ્જનો સાથે સારો સ-માગમ થયો હતો, અને ત્હેમા ત્હેમને પલસાણા નિવાસી રા વસનજી ગોવિદજી દેસાઇ સાથે તો ગાઢ મૈત્રિ બધાઈ હતી આ મિત્રની સૂચના-થી યે કવિએ ઘણા કાવ્યો લખ્યા છે, અને ત્હેમા ' પ્રિયા પ્રેમ પત્રિકા ' એ એમની કૌસ્તુભ માળામા મધ્ય સેરે વિરાજતુ પન્નાના ચોપાસ પ્હેલ પાડેલા મૂલ્યવન્તા નિલમ સમુ ઓપતુ સૂચિત કાવ્ય છે. ત્હેમા પ્રેરણા અને વર્ણનના સુયોગથી શ્રૃગારરસની દીપ્તિ ઝળકી ઉઠે છે, અને શબ્દ માધુર્ય તથા અર્થાલકારની ખૂબી તો વારવાર જણાય છે. આ વર્ણના ત્મક કાવ્યમા ધ્વનિ ગૌણ છે, ત્હોયે વિપ્રલભ શ્રૃગારની મનોદશા ઉચ્ચ ભૂમિકાએ પ્હોચી છે, અને ત્હેમા નાયિકા સ્વકીય હોઈ તે આખાયે કા-વ્યમા પરિણુત પ્રેમની ઉજ્જ્વળી પ્રભા પ્રકટી રૂહી છે.

"ઉપરમે પરમેશ્વરિ સારખી, સરસમા રસમા રતિ પારખી;
જનકજા નકજા કુડિ આદરે, સુનયના નયનાથ શું વાપરે.
લટકતી ટકતી રતિ રંગમા, સુ વનિના વનિ તાલ ઉમંગમા;
સુ વચના વચનામૃત ઉચરે, સુ વધુ તું વધુ તું સુખ દે ખરે.'

આદિ પદપક્તિઓમા વરવધૂના પરિણુત પ્રેમનુ આબેહુબ ચિત્ર રજૂ કરતુ, અન્યોક્તિમા લખાયલું આ શ્રૃગાર રસથી ભરપૂર રસિક અને મનો-

રંજક કાવ્ય ' આર્ય જ્ઞાનવર્ધક ' નામના માસિકમા છપાયુ હતું. આ કાવ્યને તથા જૂદી જૂદી કહેવતો ઉપર અનેક પ્રસગે લખેલા કાવ્યોના સંગ્રહને ' કથનબોધ બાવની ' નામ આપીને જૂદા પુસ્તક રુપે પ્રકટ કરવાના કવિને કોડ હતા, પરન્તુ વિધિવશાત્ ત્હેમની એ મુરાદ બર આવી નહી. તેથી પાછળથી એ કહેવતો ઉપરના પ્રચૂરણ કાવ્યો અને 'પ્રિયા પ્રેમ પત્રિકા'નો કેટલોક ભાગ ત્હેમણે કાવ્ય-કૌસ્તુભના બીજા ભાગમા પ્રકટ કર્યો છે.

તે પછી તેજ સાલમા એટલે સને ૧૮૮૩ ની સાલના ચોમાસામા પૂર્ણા નદીમા ભારે રેલ આવી અને ત્હેમા દુર્ભાગ્યે કવિની કવિતાનુ આશરે પચાસેક ફરમા જેટલુ લખાણ તણાઈ ગયુ. આ કવિતા સમૂહમા ત્હેમના ' બ્રહ્મભોજન,' 'જમણવાર નિષેધ,' 'વ્યભિચાર નિષેધ,' ' રૂઢિ બુદ્ધિ સવાદ' વિગેરે સામાજિક પ્રાસ્તાવિક કાવ્યો, તથા ' તર્ક વિનોદ,' ' છબિલી, ' ભૃંગદત્ત,' 'વાણી વિનોદ,' ' શ્રૃંગાર લતિકા ' આદિ ગૂજરાતી અને વ્રજ ભાષાના મનોહારી કાવ્યો તણાઇ ગયા છે. આની રીતે પોતાની કૃતિના સુન્દર નમૂનાનુ નામ નિશાન પણ ન રૂહેવાથી એ કવિ હૃદયને ભારે ક્ષોભ થયો હતો; અને એ મનની વિહ્વળ દશામા પાછળથી ત્હેવા ઉત્તમ કાવ્યો તે નિપજાવી શક્યા નહી.

આ વર્ષ પછી સવત્ ૧૯૩૯ ની સાલની શરુઆતમા ત્હેમની આખ્યે ભયકર દર્દ થયુ, અને તે છેકજ બે હાલ થઇ ગયા. તેથી તે અમદાવાદ આવ્યા અને ઘણા વૈદ્ય દાક્તરોની દવા કરી, પરન્તુ કોઇથી કાંઈ કરાર થયો નહી. છેવટે એક સન્મિત્રની સલાહથી શેઠ બહેચરદાસના દવાખાનાના દાક્તર શ્રીયુત્ રતનજી બહેરામજીની ત્હેમણે દવા કરી. તે ત્હેમને ઠીક લાગૂ પડી અને થોડા વખતમાં આંખ્યે આરામ આવ્યો. આ દાક્તરની હોશિયારી અને રૂહેમદીલીથી કૃત્ય કૃત્ય થઇને કવિએ ગાયુ છે કે —

"આ આખ રત્ન તણી યોગ્ય દવા થવાને,<br>
હું રત્નજી નજીક અત્ર રહ્યો નિદાને;<br>
એ રત્ન રહેમ થકી રત્ન રૂડાં બચ્યા બે,<br>
બત્રીસ રત્ન પદ પૂરતિના રચ્યા મે."

આવી રીતે પોતાની આખ્યો સુધર્યા પછી પણ કવિને ત્હેમના માતુશ્રી રૂક્ષ્માણીની માંદગીને લીધે અમદાવાદમા રહેવુ પડ્યુ હતુ. આ સમય દરમ્યાન ત્હેમણે પોતાની જ્ઞાતિમા ઍન્ક અને બળવાના ઉપનામથી પડેલા તડોથી થતા કુસંપ અને કુચાલો વિષે તથા બીજા સામાજિક વિષયો વિષે કવિતા લખી હતી; અને તે 'સ્વદેશ હિત બોધક,' 'ઔદીચ્ય હિતેચ્છુ,' 'ચંદ્રકાન્ત' તથા 'સુબોધ પ્રકાશ' નામના માસિક પત્રોમા પ્રકટ કરી હતી. ત્હેમની આવી કવિત્વ શક્તિથી મોહ પામીને સુબોધ પ્રકાશ માસિકના અધિપતિ અને ત્રિમાસિક ટીકાકારના મૅનેજર તથા જૂનાગઢ લૅાટરીના સચાલક લીંબડી નિવાસી સાહિત્યપ્રેમી શ્રીયુત્ પુરુષોત્તમદાસ કહાનજી ગાંધીએ તથા મોઢ બ્રાહ્મણ જ્ઞાતિના કવિ રા. ગણુછોડભાઇ ગલુરામે ત્હેમનો સમાગમ શોધ્યો, અને એટલો પરિચય વધાર્યો કે પાછળથી તે ત્હેમના મિત્ર થઈ પડ્યા. આ મૈત્રિ દિન પ્રતિ દિન એટલી તો રુઢ થઇ ગઇ કે કવિને પોતાના બાળમિત્ર રા. બુલાખીદાસ અને રા. ગણપતરામ જેટલોજ રા. પુરુષોત્તમદાસ પ્રત્યે પણ અનુરાગ થયો; અને ત્હેના પરિણામેજ ત્હેમણે પોતાના પૃથક્ પૃથક્ કાવ્યોના સગ્રહનુ પ્રથમ પુસ્તક પ્રકટ કરવા દીધુ; તથા છેવટે ત્હેમની સાથે 'કવિતા–વિલાસ' નામનુ કવિતાની ચર્ચા અર્થે માસિક પત્ર પ્રકટ કરીને ત્હેના સહતન્ત્રી તરીકે પણ કામ કર્યું હતુ. આ મિત્ર પ્રેમથી આકર્ષાઇને રા. પુરુષોત્તમદાસે ત્હેમને સાક્ષર શ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવી સાથે મેળાપ કરાવ્યો. આ બન્ને ગૃહસ્થો ત્હેમના પ્રત્યે અત્યન્ત મમતા રાખતા; અને ત્હેમના પ્રિય 'શ્રી ઔદીચ્ય હિતેચ્છુ સભા' તથા "ઔદીચ્ય હિતેચ્છુ" પત્ર પ્રત્યે પણ સહાનુભૂતિ રાખતા અને ત્હેમના ઉત્કર્ષ અર્થે યોગ્ય સહાય્ય આપતા.

આજ વર્ષની આખરમા કવિ નોકરીમા હાજર થયા, અને તરતજ ત્હેમની બદલી પાછી કઠોર મુકામે વહીવટદાર કચેરીમા થઈ, એટલે ત્હેમને ત્યહા જવુ પડ્યુ. આહી ત્હેમને પોતાના સ્નેહી મંડળે સત્કાર્યા અને પાછો કાવ્ય રસિકોનો અખાડો ત્હેમને ઘેર જામવા લાગ્યો. ત્યહાના તથા અમદાવાદ અને બ્હાર ગામના ત્હેમની કવિતાના કેટલાક રસિક સજ્જનોએ ત્હેમના ઉપર વારવાર પત્રો લખીને ત્હેમની છૂટક છૂટક છપાયેલી બધી કવિતાઓનો સંગ્રહ છપાવવાને વિનતિ કરી સ્નેહી અને મુરબ્બીઓની વારંવાર થતી માગણીને માન આપીને ત્હેમણે 'કથન બોધ બત્રીશી,' 'સૃષ્ટિ

સૌન્દર્ય,' 'કાવ્ય ચરચા શતક,' 'રૂઢી બુદ્ધિ સવાદ,' 'ઉપદેશ બત્રીશી,' 'કાવ્ય તર્ક ચાતુરી,' 'વીર વિનોદ,' 'વીર વિજય,' તથા 'ચિત્ર કાવ્ય' આદિ વિવિધ પ્રસંગોએ લખેલા અને કેટલાક છપાયેલાં છદબદ્ધ કાવ્યોનો સંગ્રહ એકત્ર કરી, ત્હેને 'કાવ્ય–કૌસ્તુભ" નામ આપીને પોતાના મિત્ર રા. પુરુષોત્તમ-દાસ ઉપર તે પ્રકટ કરવાને મોકલી આપ્યો; અને ત્હેનુ ગ્રન્થાર્પણ પોતાના શુભેચ્છક રા. બ. લાલજીભાઇ પુરુષોત્તમરાય ધ્રૂવને ધર્યું. ત્હેમા

"ઝવેરીને રત્ન તણી પરિક્ષા, આહીરને વીર નહીં નિરિક્ષા;
ચતૂર જે ગુર્જર ચોકશી છે, કૌસ્તુભની કિમ્મત તેજ ઓછે."

એવા મર્મ વાક્ય લખી ગ્રન્થના આયુષ્ય જેટલુ ત્હેમની ઉપકાર વૃત્તિનું પે આયુષ્ય સિદ્ધ કરી દીધુ આ પુસ્તક છપાતી વખતેજ માનનીય સાક્ષર રા બ હરગોવિંદદાસ કાંટાવાળાએ કવિને પત્ર લખ્યુ હતું કે—
" તમે તમારી કવિતાનો સંગ્રહ છપાવો છો એ સાભળી હુ ઘણો ખુશી થયો છુ. * * * * * * તમે સાહિત્ય શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, તેમ અનુભવ પણ સારો મેળવ્યો છે તેથી તમારી કવિતા રસિક અને જન-પ્રિય થાય એમા નવાઇ નથી. મને લાગે છે કે તમે જો આ કામ જારી રાખશો અને સભાળથી કરશો તો કવિ દલપતરામની પડેલી ખોટ ગુર્જર લોકો થોડા વખતમા ભૂલી જશે એમા શક નથી."

'કાવ્ય–કૌસ્તુભ'નો આ પ્રથમ ભાગ પ્રકટ થયા પછી કવિની કીર્તિ ગૂજરાત, કાઠિયાવાડ, કચ્છભૂજ અને મુબાઇ વિગેરે સ્થળોમા ઘણી ગવાઇ; અને સ્થળે સ્થળના રાજા મહારાજાઓએ, વિદ્વાનોએ તથા સાહિત્યપ્રેમી સજ્જનોએ ત્હેના ગ્રાહક થઇને કવિના કાર્યને સારું ઉત્તેજન આપ્યુ. આ પુસ્તકનું અવલોકન કરતા મુબાઇમા નિકળતા 'આર્ય જ્ઞાનવર્ધક' મા-સિકના વિદ્વાન તન્ત્રી રા. સવિતાનારાયણ ગણપતિનારાયણે લાબી ટીકામા લખ્યુ છે કે'—" * * આ કવિતાની કિમ્મત કરનાર અને રેવન્યુ જેવા 'રગડાની નોકરી છોડાવી આવા કવિને ઉત્તેજન આપનાર કોઇ રખીદાસ આ સમયમા પેદા નથી થયો તે જોઇ અમે દીલગીર છૈયે. તથાપિ પ્રજા-વર્ગે સામાન્ય રીતે કવિના એ પ્રથને ઉત્તેજન આપ્યુ છે એ સતોષકારક છે."

" કવિ બુલાખીરામની કવિતા રસભરિત અને મનોરંજક વિનોદી છે. તેથી આની પેઠેજ તેમના હવે પછીના ગ્રંથોને પણ પ્રજાજન ભણીથી યોગ્ય આશ્રય મળશે. "

આ સમયે જે મહારાજા સયાજીરાવની છત્ર છાયા નીચે કવિ નોકરી કરતા હતા ત્હેમના ગુણાનુવાદ ગાવાને ત્હેમણે 'શ્રીમંત પ્રશંસા' નામનું ઝડઝમક અને પ્રાસાનુપ્રાસવાળું સુન્દર કાવ્ય લખ્યું અને તે ન્હાનકડા પુસ્તકરૂપે તેજ વર્ષમા પ્રકટ કર્યું. ત્હેમને આ કાવ્ય શ્રીમન્ત મહારાજા સાહેબને વાચી સંભળાવવાની ઘણી ઉમેદ હતી, પરન્તુ તે સમયે કેટલીક અડચણોને લીધે ત્હેમને મહારાજાનો મેળાપ થઈ શક્યો નહી

આ પછી સંવત્ ૧૯૪૧ ની સાલમા ત્હેમની કવિતાના રસિકો તરફથી 'કાવ્ય–કૌસ્તુભ'નો બીજો ભાગ વેળાસર પ્રકટ કરવાની માગણી થવા લાગી, અને લોકોમા ત્હેને માટે એટલી બધી આતુરતા વધી પડી કે કેટલાકોએ તો અગાઉથીજ પોતાના નામ ગ્રાહક તરીકે નોંધાવ્યા. તેથી કવિએ 'ઇશ્વર સ્તુતિ,' 'સ્વદેશ વાત્સલ્ય,' 'સ્વરાજ્ય ભક્તિ,' 'બાળલગ્ન બાવીશી,' 'કલમ છત્રીશી' અને 'કથન બોધ બત્રીશી' તથા 'પ્રિયા પ્રેમ પત્રિકા' આદિ પોતાના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ છંદબદ્ધ તથા પદબદ્ધ કાવ્યોનો સંગ્રહ કરીને તેજ સાલમા 'કાવ્ય–કૌસ્તુભ' ભાગ બીજો પ્રકટ કર્યો, અને ત્હેનું ગ્રન્થાર્પણ પણ પોતાના શુભેચ્છક અને કવિતાના ઉપાસક દિ બ. મણિભાઇ જસભાઈને આપ્યું. ત્હેમા એ નરમણિના પૂર્ણ પ્રતાપથીજ પોતાના 'કાવ્ય–કૌસ્તુભ'નું ઓજસ્ પ્રકટી રહ્યું છે, એમ નિરભિમાનપણે એ ઉપકારક પ્રત્યે ગુણજ્ઞતા દર્શાવતા કવિએ લખ્યું છે કે.—

"શશી સમીપ ઉડગન સકળ શોભા પામે સ્હેજ
આ કૌસ્તુભનું મણિ નિકટ તેમજ વધવા તેજ
તેમજ વધવા તેજ, મેંજ રૂચિ મનમાં રાખી
કીધો કિમતી ગ્રંથ, મણી મોંઘો મહીં નાખી.
કહે બુલાખીરામ દેશમાં કવિતા દીપે,
મણીનો તેહ પ્રતાપ, તેજ વધ્યું તેજ સમીપે."

ઉપકાર કૃતિના દિ. બ. મણિભાઇને આ ગ્રન્થાર્પણથી પોતે કવિના અત્યન્ત ઋણી હોય એમ લાગ્યુ. તેથી એ ઋણ ફેડવાને ત્હેમણે પણ લીધુ; પરન્તુ યોગ્ય અવસર ન મળવાથી પોતે તે રૂણ કવિની હયાતીમા તો ટાળી શક્યા નહી તેથી કવિના અવસાન પછી ભૂજ દરબારદ્વારા ત્હેમના કુટુમ્બને રૂ. ૫૦૦) ની સહાય્ય મોકલીને ત્હેમણે એ કવિ પ્રત્યે પોતાની ફરજ અદા કરી.

'કાવ્ય–કૌસ્તુભ'ના આ બીજા ભાગના પ્રકાશન પછી વડોદરા રાજ્યના કેળવણી ખાતામાં પણ કવિની કવિતા શક્તિના ભારે વખાણ થયા; અને ત્હેમના આ બન્ને પુસ્તકો રાજ્યની લાયબ્રેરીઓ માટે મ જૂર થયા. ત્હાની પ્રજામા તે એટલી ઉલટથી વ ચાયા છે કે આજે પણ ત્હેમના કાવ્યોના કોઇ કોઈ એવા ર ગસિકો મળી આવે છે કે જેમને ત્હેમના ઘણા કાવ્યો ક ઠસ્થ છે; અને તે વિનોદમા વિના ભૂલે સાધન્ત ગાઇ શકે છે. આવા એક નાદોલ નિવાસી ગૃહસ્થ રા. નાથાલાલ દલસુખરામ દવે કવિની કવિતાના ભાવિક ભક્ત છે. ત્હેમની સાથે આ લેખનું વસ્તુ મેળવવા માટે સમાગમ થતા એ કવિ રત્નના કાવ્યોની ચર્ચામા ત્હેમણે ઉત્સાહપૂર્વક રસ લીધો અને ત્હેમાની ચમત્કૃતિનુ સુન્દર રીતે દિગ્દર્શન કરાવ્યુ. કોઇ કોઇવાર તો એ કાવ્ય રસિક ગૃહસ્થ કવિના કાવ્યો એટલી છટાથી ગાય છે કે તે સાભળનારને ત્હેમા અતિશય આનન્દ લાગે છે

કવિની સ્વાભાવિક કાવ્ય શક્તિના નમૂનારુપ ત્હેમનાં આ બન્ને સરળ, ઝડઝમક અને પ્રાસાનુપ્રાસવાળા મધૂર તથા રસિક કાવ્ય સ ગ્રહથી ગૂજરાતી સાહિત્યમા ત્હેમનુ સ્થાન પ્રાસાદિક કવિ તરીકે સિદ્ધ થઇ ચૂક્યુ છે. મ ગળાચરણમા

**'સ્વામી સૃષ્ટિ પ્રણામી, પછિ પ્રસુ પદને અન્નદાતા પ્રણામી,**
**આરાધી બુદ્ધિ દાતા, ગુણી સદગુરૂને, સ્નેહથી શીશ નામી;**
**વન્દીને આર્યભૂમી, વિબુધ સુવિરને, ગુર્જરી વાણી ધ્યાઇ,**
**પામી કૃપા પ્રસાદી, મતિ સમ રચું છુ કાવ્ય કેરી કમાઈ.'**

એમ પ્રભુ, ગુરુ, સ્વદેશ, સાક્ષર અને ગૂર્જર ગિરાને પ્રણામ કરીને કાવ્યાર ભ કરતા, દિશા કાળ માપી લેતા મહાસાગરના જળધિજળમાં

એકાદ જળબિન્દુ સમાય ત્હેવી રીતે વિસ્તારવન્તા ગૂર્જર સાહિત્યમા પોતાની કાવ્ય શક્તિ યે સમાઇ જાય એવી અભ્યર્થના કરીને કવિએ ઇશ્વર સ્તુતિનુ મ ડાણુ માંડયુ છે, અને નમ્ર ભાવે પોતાની કીર્તિ અકીર્તિની આશા એ સર્વ શક્તિમાન્ પ્રભુને સોપી છે. ત્હેમાં ત્હેમણે વેદાન્તવાદની કૂટ ફીલસુફી દ્વારા પરબ્રહ્મને પિછાનવા પ્રયત્ન નથી કર્યો, પરન્તુ દીન ભાવે એ દીનબન્ધુના ભક્તિ ગાન ગાયા છે; અને વ્રજભાષાના ' કિસન બાવની ' જેવા કવિતને અનુરૂપ ' ઉપદેશ બત્રીશી ' દ્વારા નીતિના અને પ્રભુ ભક્તિના જે સત્યો પોતે અનુભવ્યાં તે ત્હેમણે જન સમાજને શબ્દાલકારની ખુબીથી ઉપદેસ્યા છે.

આ બન્ને કાવ્ય સગ્રહમા રસ, ભાવ અને કલ્પનાના સુયોગ દ્વારા ત્હેમના ઉદ્દામ અને ઉદાર વિચારોનુ જેટલુ પ્રદર્શન થાય છે તેટલુજ વૃત્ત અને છન્દ રચનામા, તથા વિવિધ પદોની પસન્દગીમા ત્હેમના વ્યક્તિ સ્વાતન્ત્ર્ય અને ગામ્ભિર્ય પણ સુસ્પષ્ટ દીસી આવે છે. ત્હેમના કાવ્યો ઉપરથી જણાય છે કે ત્હેમના કવિ જીવનની શરુઆત દલપતશાળામા થઇ હતી; અને ત્હાંજ તે પરિપાક પામીને ધીર, ગમ્ભિર કાવ્યો લખવા જેટલુ ઘડાયુ હતું. પાછળથી ત્હેમની નવસારી પ્રાન્તની નોકરી દરમ્યાન ત્હેમના ઉપર નર્મદ કાવ્યોની અસર થઈ હતી, અને તેથીજ તે ગૂજરાતી ભાષામાં આવેશનું નવુ તત્ત્વ દાખલ કરવાના આગ્રહી થયા હતા. ત્હેમના કેટલાક કાવ્યો તો નર્મદાશકરના કાવ્યો સાથે સરખાવી શકાય ત્હેવા યે છે. ત્હેમણે સર્વવિધ કાવ્યો લખ્યા છે, અને ત્હેમા શૃગાર, વીર, હાસ્ય અને શાન્ત એ ચાર મુખ્ય રસની વાનગી વાચનારને પીરસી છે, તથા ત્હેમને અનુકૂળ વૃત્ત, છન્દ અને ગરબીઓના ઢાળ સ્વીકાર્યા છે.

ત્હેમની કવિતા નવા યુગની કવિતા જેવી અભ્યાસજન્ય નથી, પણ અન્તરની ને અનુભવની છે, અને તે દ્વારા દલપતશાહી નિશાળના એ કવિ વિદ્યાર્થીએ નર્મદશાહીની મર્દાગીનો તેમજ શૃગારનો સ્વાદ પણ કેટલાક કાવ્યોમાં ચખાડયો છે. ત્હેમના કવિ જીવનમા શૃગાર પૂરેપૂરો પાગર્યો હતો; અને તે પણ સ્વકીયાનોજ, પરકીયાનો નહી. એ ભેદનુ એક ખાસ લક્ષણ છે. ત્હેમા રતિ સ્થાયી છે, અને ભાવ ઉદ્દીપન છે. ત્હેમની કવિતા રાજેશ્રી છે, અને રાજમાન્ય પણ

થઇ હતી. ત્હેના વિપ્રલંભ કે સંયોગી શ્રૃગારમા મૂળ પવિત્રતા પૂરેપૂરી જળવાઇ છે, તેથી ત્હેમાં દલપતશૈલીના દામ્પત્ય પ્રેમનુ ઓજસૂ અનોખી રીતે ઝળકી ઉઠે છે.

ત્હેમનુ કાવ્ય-કૌસ્તુભ અનેક પાસે ઓપતા હીરા જેવું શોભે છે, ત્હોયે કવિ તો એ કાવ્ય હિરાનુ માત્ર એકજ પાસુ જુએ છે. સ્વકીયાનો ઉચ્ચત્તર કોટિનો વિપ્રલભ કે સયોગી શ્રૃગાર પૂરેપૂરી ઝીણવટથી કવિતામા ઉતારવાના તે આગ્રહી હતા, અને તેથીજ ત્હેમણે 'મનહર મંજરી' અને ' શ્રૃગાર શતક ' નામના બે ઉત્તમ શ્રૃગારી કાવ્યો ' કવિતા વિલાસ' માસિકમા આરંભ્યા હતા. આ બન્ને કાવ્યો પાછળથી સાક્ષરશ્રી મધવીએ પૂરા કર્યાં હતા, અને તેજ શ્રૃગાર રસિક કવિ આત્માને સમર્પ્યાં હતાં. ' પ્રિયા પ્રેમ પત્રિકા ' અને ' શૈલ શોભા ' તેમજ ' ઇશ્વર સ્તુતિ ' આદિ કાવ્યો પણ ત્હેમની ઉત્તમ કૃતિના નમૂનારુપ છે. ત્હેમા ત્હેમણે વિવિધ વૃત્તોને સ્વીકાર્યા છે, ત્હોયે છન્દ અને ગરબી પ્રત્યે તો ત્હેમના ખાસ પક્ષપાત હોય એમ જણાય છે; કારણ કે ત્હેમણે 'કલમ છત્રીશી' અને 'કાવ્ય ચરચા શતક ' જેવા અર્થ ગૌરવ ભર્યાં લાબા કાવ્યોમા તથા બીજાં પરચુરણ કાવ્યોમા મનહર છન્દ આદિ વિવિધ છન્દો અને ઘણી ગરબીઓ તેમજ પદોનો છૂટથી ઉપયોગ કર્યો છે. સામાજિક દુષ્ટ રિવાજો પ્રત્યે હૈયાનો ઉભરો ઠાલવતા તીખા શબ્દબાણ મારવાને એ કવિ કેસરીએ ' કથન બોધ બત્રીશી 'માની કહેવતો ઉપર તથા બીજા પરચૂરણ વિષયના કાવ્યો લખવામા દોહરાનો ઉપયોગ કર્યો છે.

ત્હેમણે આ કાવ્ય સગ્રહમા ઉત્તમ કળાવિધાનના ભોગે પણ પિંગળશાસ્ત્રની નિયમિતતા અને ગણમાપના આગ્રહને યોગ્ય રીતે માન આપવાને પૂરતી કાળજી રાખી છે, અને પોતાની કવિતા દેવીને શબ્દ ચમત્કૃતિના ઝડઝમક તથા પ્રાસાનુપ્રાસનો ઓપ આપીને વિવિધ અલકારો સજાવવા તત્પરતા દાખવી છે. ત્હેમના આ કાવ્ય પ્રબન્ધનો માર્ગ બહુ અંશે પરલક્ષી છે, તેથી ત્હેમા આત્મોન્નતિ કરતા સમાજોન્નતિને વધારે સ્થાન અપાયુ છે, અને એ કવિ પ્રતિભાએ કેવળ ભાવના સત્વો ગાઇને આકાશ ઉડણે ઉડવાનુ સાહસ ન કરતા દુનિયાના દુઃખો અને સામાજિક ઉત્કર્ષના ગીત ગાવામાજ પરમ આનન્દ માન્યો છે. ત્હેની ભાષાનુ પોત કાઈ કોઇ

સ્થળે સુન્દર શબ્દ રચનાના સરખા વાણા તાણાના મેળથી સુઘટ્ટ જણાય છે, પરન્તુ ઘણે ભાગે તો તે જોડણી અને વ્યાકરણની સુઘડ મરકારીતાની ખામીને લીધે અનિયમિત વાણા તાણાની ગૂંથણી જેવું ખડબચડુ અને જરી પાતળુ લાગે છે, તોયે એ મનોહારી કાવ્ય સગ્રહના રેસની છાપ વાચનારના મન ઉપર પડયા વિના રૂહેતી નથી. ત્હેમા ભાવના કરતા અનુભવની વિશાળતા તથા કેવળ કલ્પના કરતા સમાજ ઉત્કર્ષની તિવ્ર લાગણી પ્રત્યેક કાવ્યમા, ચરણે ચરણે શબ્દ સુન્દરતાના આગ્રહથી કાવ્ય વિવેકને અનોખી રીતે ઝળકાવે છે તેથી આ બન્ને કાવ્ય સગ્રહ, સર્વાંગ સુન્દર નહી તો અધિકાશે સુન્દર રાજમહેલ સમા, ખુલાખી કવિની કાવ્ય કળાને ગૂજરાતના સાહિત્ય ક્ષેત્રમા દીપાવે છે.

'કાવ્ય-કૌસ્તુભ'ના બીજા ભાગના પ્રકાશન પછી સવત્ ૧૯૪૨ ની સાલમા કવિએ કેટલાક અગત્ મિત્રોને પોતે લખેલી 'શ્રીમ ત પ્રસશા' નામની કવિતા શ્રીમન્ત મહારાજા સાહેબ સમક્ષ વાચી સભળાવવાની પોતાની ઇચ્છા દર્શાવી, અને તે વિષે ત્હેમને મળવા માટે અનુકૂળતા કરી આપવા ત્હેમની સહાય્ય માગી. આ મિત્રોએ પણ ત્હેમની એ ઇચ્છાને અનુમતિ આપી. તેથી ત્હેમણે એક માસની હક્ની રજા લીધી અને વડોદરે ગયા. આહી તે વખતે ત્હેમના બાળમિત્ર રા. ગણપતરામ સરકારી નિશાળમા મ્હેતાજી તરીકે નોકરી કરતા હતા, એટલે કવિએ એક માસ સુધી ત્હેમને ત્ય્હાજ મુકામ કર્યો. તે દરમ્યાન ત્હેમની સહાય્યથી તે સમયના ત્ય્હાના જજ્જ સાહેબ અને અત્ય્હારના ચૂસ્ત અસહકારી વયોવૃદ્ધ નેતા શ્રીયુત્ અબ્બાસઅલ્લી તૈયબજી સાથે ત્હેમને મેળાપ થયો ત્હેમની સમક્ષ ત્હેમણે ફારસી ભાષામા સુન્દર બેત બનાવીને ગાઈ, તેથી ખુશ થઈને તે દાનાદીલના જજ્જ સાહેબે ત્હેમને આશરે રૂ ૪૦)ની કિમ્મતનુ ઘડીઆળ ભેટ આપ્યુ હતું આ સુયોગનો લાભ લઇને કવિએ તથા રા. ગણપતરામે તે દીલાવર જજ્જ સાહેબની, તથા રા બ. હરગોવિંદદાસ કાટાવાળા, રા. પ્રેમાનન્દ મુન્સફ અને રા કેળકર સુબા સાહેબ દ્વારા શ્રીમન્ત મહારાજા સાહેબને મળવાને બહુવિધ પ્રયત્નો આદર્યા, પરન્તુ રાજખટપટની ઘણી અડચણો નડવાથી તે નિષ્ફળ ગયા. છેવટે મહારાજાના ખીજમતદાર રા. ગનુ બકરીવાળાની મારફતે તે શ્રીમન્તની મુલાકાત થઇ; ત્ય્હારે પોતે લખેલુ 'શ્રીમ ત પ્રસશા' નામક કાવ્ય કવિએ ઘણી છટાથી અને બજાક ભરી

રીતે વાચ્યું. તેથી શ્રીમન્ત મહારાજા સાહેબ ત્હેમના ઉપર પ્રસન્ન થયા, અને ત્હેમને રૂ. ૧૦૦) રોકડા તથા રૂ. ૨૦૦)ની કિમ્મતનો પોશાક આપવાનુ કામદારને ફરમાવ્યુ, અને તેઓશ્રી થોડા દિવસ પછી નવસારી જવાના હોવાથી ત્હા ત્હેમને મળવા માટે ફરમાવ્યુ આ સમયે પોતાના મિત્ર રા. પુરુષોત્તમદાસની પ્રેરણાથી કવિએ ગૂજરાતમા કવિતાની ચર્ચા કરવાને 'કવિતા વિલાસ' નામનુ માસિક પત્ર પ્રકટ કરીને ત્હેના સહતન્ત્રીની જવાબદારી ઉઠાવી હતી.

શ્રીમન્ત મહારાજાના ફરમાન મુજબ કવિ તગતજ નવસારી ગયા; અને તેઓશ્રી ત્હા આવ્યા પછી તે પ્રાન્તની મુસાફરી દરમ્યાન તે ત્હેમની સાથેજ ફર્યા. તે સમય દરમ્યાન ત્હેમણે પોતાની મનોરંજની કાવ્ય કળાથી વિવિધ કાવ્યો બનાવીને હરહમ્મેશ એ ગુણીયલ મહારાજાનુ મન પ્રસન્ન રાખ્યુ. આ પ્રસન્નતાના પરિણામે એ સાહિત્ય વિલાસી મહારાજાએ ત્હેમને રાજકવિનુ માન આપવાને ટીપ્પણ કરાવ્યુ હતુ, પરન્તુ હતભાગ્યે એ રાજસત્કારને સ્વાનુભવ સિદ્ધ કરવા જેટલી વિધિએ ત્હેમની જીવનકળા વિકસવા દીધી નહી. તેથી એ ઉદાર હૃદયી મહારાજાએ ત્હેમના અવસાન પછી રા બ. લાલજીભાઇની સૂચના મુજબ બાબાશાહી રૂ. ૨૨૦૦) ત્હેમના કુટુમ્બની સહાય્ય અર્થે મોકલ્યા હતા. તે પ્રાન્તની મુસાફરીમાથી પાછા ફરી નવસારી આવીને કવિએ પોતાના એક સ્નેહીને ત્હા મુકામ કર્યો; અને તેજ રાત્રે મેડી ઉપર ચોકડીમા પેસાબ કરવા જતા ઠેસ વાગવાથી પડી ગયા, તથા તરતજ તે અવાચક થઇ ગયા. ત્હેમના મિત્રે કેટલાક ઉપચાર કર્યા, પરન્તુ ત્હેમને કાઇ આરામ આવ્યો નહી, અને ઉલ્ટી ત્હેમની સ્થીતિ વધારે બે હાલ થવા લાગી. તેથી ગભરાઇને તે ગૃહસ્થે ત્હેમના સગા સમ્બન્ધીઓને તેડાવવાને અમદાવાદ તાર કર્યો. આહીથી ત્હેમના કેટલાંક સમ્બન્ધીઓ ત્હા ગયા, અને ત્હેમને આહી લાવી દેશી અને વિલાયતી દવાના ઘણા ઉપચારો કર્યા, પરન્તુ ત્હેમની સ્થીતિમા કાઇજ ફેરફાર થયો નહી. છેવટે જે વિધિ યોગેથી એ કવિ હૃદયની કોમળતાએ કઠોરના કઠોર વાતાવરણમા જીવન રસ રેડયો હતો, તેજ વિધિએ ભર યૌવનના ચોત્રીસમા વર્ષમા ભાદરવા વદી ૯ ના હિનભાગી દિવસે પોતાના ક્રૂર હસ્તવડે એ કોમળ હૃદયને જડ શાન્તિ અર્પી, અને કુદરતે રચેલા એમના દેહ દુર્ગમાથી ચેતન હ સલાને હરી જઇને અનન્તતાના ઉંડાણમા સ્વર્ગીય ગીતો ગાવાને ઉડાડી મુકયો.

આમ ગૂજરાતના નન્દનવનના સાહિત્ય સરોવરે એ કવિ હંસલાની પાખ્યોનો ચળકાટ અને મધૂર કલરવ બન્ધ થયા, અને ત્હેમની પ્રવૃત્તિરૂપ ' કવિતા વિલાસ 'ની કાવ્ય ઉપાસના યે અટકી. તેથી ત્હેમના સમ્બન્ધીઓ અને મિત્રોએ અશ્રૂ સાર્યાં, અને કોઈક કવિતા રસિકે તો એ કવિ વિરહની હૈયાઝાળ દાખવતા ગાયુ છે કે —" જતા ખુલાખી ગૂજરાત ઝાખી " તથા ત્હેમના મિત્ર સાક્ષરશ્રી નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ પણ એ મિત્ર વિરહથી અકળાઇને ગાયુ છે કે:-

"કવિ રવિ દલપતરામનો રે, અરૂણ થઈ ગયો અસ્ત;
કીર્તિ રથ કોણ હાકશે રે, બીજો શિષ્ય પ્રશસ્ત."

આવા વિરહ વાક્યો ગાતા સ્નેહીના અશ્રૂયે સૂકાયા, અને એ કવિ નામ ઉપર આટલા વર્ષોના પડળે ન્હડયા, પરન્તુ જેને માટે કાવ્ય દેવીના પૂજારી એ કવિ હસલાએ પોતાના પ્રાણ પાથર્યા હતા તે 'સભા'એ કે ઉદીચ્ય જ્ઞાતિએ ત્હેમના વિરહની હૈયાઝાળના સ્મરણ ચિન્હરુપ એકે અવશેષ રાખવા પ્રયત્ન કર્યો નથી. ત્હેમણે તો ટૂકા આયુષ્યની અવધીમા પૃથ્વી તલની જીવન યાત્રા ' કાવ્ય-કૌસ્તુભ ' જેવા મણિ રત્નો જન્માવીને ધન્ય કરી છે, અને હવે સ્વર્ગ સદનની વાડીઓમા માનસ્સરના દેવી કાવ્ય તટે મૌક્તિકનો ચારો ચરતો એ ઉર્ધ્વગામી કવિ હસ પોતાની કાવ્ય પ્રતિભાના સ્વર્ગીય અન્વેષણો એ અનન્તતાના ઉડાણમાથી અમારા દેશ અને જ્ઞાતિ ઉપર ઉતારો ! ! એજ અભ્યર્થના સાથે

કવિ ને એ કવિતાના, આત્મને શિષ આ નમે;
અનેકાનેક ભક્તિથી, કવિતા એમની સ્મરે

તા ૨૭-૧૦-૧૯૨૩,
શનિવાર.

શંકરલાલ જગજીવન જાની.
સારંગપુર રણછોડજીની પોળ,
અમદાવાદ.

